# ઝવેરચંદ મેઘાણી

## સ્મરણાંજલિ



: સંપાદક :

નિરંજન વર્મા : જયમલ્લ પરમાર




ફૂલછાબ પ્રકાશન મંદિર, રાણપુર

# અનુક્રમણિકા


| | | | |
|---|---|---|---|
| ૧ | તસવીર-સંભારણાં ... | ... ... | ... ૧ |
| ૨ | સંપાદકીય સંકલન ... | ... ... | ... ૯ |
| ૩ | સળંગ જીવનદર્શન ... | ... ... | ... ૨૭ |
| ૪ | સ્વર્ગસ્થનો સર્જનફાલ ... | ... ... | ... ૩૧ |
| ૫ | 'હું પહાડનું બાળક' ... | સ્વ. ઝવેરચંદ મેઘાણી | ૩૩ |
| ૬ | બાળપણનાં સંભારણાં ... | શ્રી લાલચંદ વોરા | ૫૮ |
| ૭ | બાલમિત્ર ઝવેરભાઇ ... | શ્રી ગિરધરલાલ દેસાઇ * | ૬૯ |
| ૮ | અમારા ઝવેરભાઇ ... | દ. શ્રી વાજસુરવાળા * | ૭૪ |
| ૯ | કૉલેજનાં સંભારણાં ... | શ્રી કપિલ ઠક્કર | ૮૨ |
| ૧૦ | ચારણમિત્ર 'મેઘાણીભાઇ ... | કવિ દુલા ભાયા કાગ | ૮૭ |
| ૧૧ | સાહિત્યનો તપસ્વી ... | શ્રી બળવંતરાય મહેતા | ૧૦૩ |
| ૧૨ | વ્યાખ્યાન-સંભારણાં ... | શ્રી કૃષ્ણલાલ મો. ઝવેરી | ૧૦૭ |
| ૧૩ | સંવેદનશીલ ઊર્મિલતા ... | શ્રી નાથાલાલ મ. શાહ | ૧૦૯ |
| ૧૪ | 'લાધણીપ્રધાન ભાઇ' ... | શ્રી દુર્લભજી ક. પરીખ | ૧૧૧ |
| ૧૫ | મેઘાણીભાઇના મનોભાવ ... | શ્રી બાપાલાલ દોશી | ૧૧૪ |
| ૧૬ | પ્રસંગ-સંભારણાં ... | નિરંજન વર્મા: જયમલ્લ પરમાર | ૧૨૭ |
| ૧૭ | પ્રતિનિધિ-સંભારણાં ... | | ૧૬૧ |

શ્રી ભીમજીભાઇ સુશીલ, શ્રી જયાબહેન દાણી, પ્રિ. શાહાણી, શ્રી પ્રેમચંદ મ. શાહ, શ્રી બીજલભાઇ, ગામડિયો, 'ફૂલછાબ'ના કારીગરો

૧૮ કાવ્યાંજલિ ૧૭૭–૧૯૨

કવિ દુલા કાગ, કવિ શંકરદાન જેઠીભાઇ, કવિ લાલજી નાનજી, કવિ કરણદાન ગગુભાઇ, અરિસિંહ વાળા, અમૃતલાલ ઋષિયાણા, ત્રિકમભાઇ પટેલ, દેવશંકર મહેતા, કંચન- પ્રસાદ છાયા, જયંત તુરખીય, દુલેરાય પંડયા, શ્રી વિનીત, શશિન ઓઝા,


* સ્મૃતિનોંધ પરથી લખનાર શ્રી. વ્રજલાલ વ્યાસ

# સંપાદકીય સંકલન

## ૧

## ઋણતર્પણ

**સ્વ.** ઝવેરચંદ મેઘાણી ઉપર સ્મરણોનાં જે ગંગાઝરણ વહ્યાં એને 'ફૂલછાબ'ની કાગળ-ધરતી સમાવી શકે તેમ ન હતું. સ્વ. પ્રત્યેના આદર. અને 'ફૂલછાબ'ની માગણીના જવાબમાં જે અંજલિ-પ્રવાહ વહ્યો, એને છેવટ પુસ્તિકા રૂપે સંગ્રહી લેવા ધાર્યું. પણ જેમ જેમ સંપાદન થતું ગયું તેમ તેમ સો, સવાસો અરે દોઢસો પાનાં પણ ઘણાં ઓછાં પડયાં. એ બધાં સ્મરણો-અંજલિઓ તો 'ફૂલછાબ'માં ઠલવાયેલાં તે જ. છેવટ પાનાં પૂરાં બસોના આંકે પહોંચ્યાં ત્યારે લાગ્યું કે સેંકડો કાવ્યો અને પત્રોની કેવળ નોંધ જ લઇ શકાશે. તેમ છતાં એટલા જ બીજા પત્રો નોંધરહિત રહ્યાની મુશ્કેલી તો ઊભી જ રહી અને વણ-નોંધ્યા રહ્યાં સ્મૃતિપટમાં પડેલાં બીજાં અસંખ્ય સંસ્મરણો !

સમય અને સાધનોને મર્યાદા હતી. હેતુ માત્ર આ સંસ્થા સાથેના સ્વ.ના પચીસ વર્ષના ઘનિષ્ટ સંબંધથી ઊપજતી આત્મીયતાની લાગણી વ્યક્ત કરવાનો હતો, સ્વ. નાં જીવન-કવન આલેખનનો નહિ, તેમ મૃત્યુથી જન્મેલી લોકલાગણી ઉપર નફાતોટાની ગણતરી કરવાનો પણ નહિ. એમ કરવા જતાં મૃત્યુની અદબ ન જળવાય. એથી સ્મરણાંજલિના સંગ્રહને પડતર દમે જ આપવાનું ઠર્યું.

મનુષ્યનું જીવન એનાં ગંભીર વિવેચન, તલસ્પર્શી પૃથક્કરણ કે એની બહુ-મૂલ્ય કિંમતમાં નથી, પણ એની સર્વવ્યાપ્ત સૌરભ અને સર્વમોહક રંગોમાં છે. આ સ્મરણાંજલિઓમાં પણ વિવેચન કે પૃથક્કરણ નથી, છતાં જીવનનાં રંગ અને સુગંધ બન્ને છે. સાક્ષરી કક્ષામાં મૂકી શકાય એવા એકાદ

વડીલની અંજલિ બાદ કરતાં આ સ્મરણાંજલિને બે ભાગમાં વહેંચી શકાઃ એવા એક માર્ગમાં આવે સ્વ. નાં સ્વજનો, લંગોટિયા ભાઈબંધો, શિક્ષ ગુરૂઓ અને કાર્યસાથીઓ. મેઘાણીના મૃત્યુએ રચાયો બનીને એ બધાં દિલદરિયા ડોળી નાખ્યા. એના મંથનમાંથી સાચાં મોતી જેવાં સંભારણાં મળ્યાં.

બીજા વિભાગમાં આવે છે સ્વર્ગસ્થનો પરિચિત-અપરિચિત આમસમુદાય. મેઘાણીને ધરતીની ગંધ આવતી અને લોકહૃદયને મેઘાણીની વાણી ને કલમમાંથી ધરતીની ગંધ આવતી. પછી એકબીજાએ એકબીજાંને ઓળખી લીધાં. એવા મેઘાણીના સાહિત્યવારિસીંચનથી જેનાં જીવન-કણ કોળ્યાં એવાં લોકોની દશેય આંગળીઓથી અંજલિધારાઓ વછૂટી. જાણે ધરતી તૃપ્યમાન થઇ. ભાષા અને કાવ્યના વિજ્ઞાનથી વંચિત એવા લોકોની અંજલિઓમાંથી વરસ્યાં એકલાં ભાવ અને ભાવના. લોકજીવનની ધરતી જાણે હોંકારો દેતી ઊઠી.

એ બન્ને સ્વરૂપની અંજલિઓને મેઘાણીના બાળપણથી માંડીને આગળ જીવનક્રમ અનુસાર શક્ય રીતે પકવા પ્રયાસ કર્યો છે.

જેમની અંજલિઓ મુદ્રિત સ્વરૂપે રજૂ થઇ શકી અને મર્યાદા અનુસાર હજી યે અસંખ્ય અંજલિઓ જેમની અમુદ્રિત સ્વરૂપે રાખી લેવી પડી, એ સૌનો આભાર માની લઇને, કહીએ કે આ સ્મારણાંજલિ પ્રકટ કરવાનું ભાગ્ય અમને પ્રાપ્ત થયું, એ તો સ્વર્ગસ્થ પોતે વારંવાર જે કડી ગણગણતા ને વાપરતા એના જેવું થયું કે,

દધિમંથન ઓર હરિમિલન, એક પંથ દોઉ કાજ.

સંસ્થાએ પોતાનો લાગણીભાર ઉતાર્યો ને મેઘાણીના ઋણભારથી ઊર્મિવશ બનેલી લોકધરતીએ અંજલિનો અંઘોળ કર્યો.

# ૨

# પત્ર—નવનીત

જીવતો માનવી ગમે તેટલો મહાન હોય, લાખોનાં હૃદય જીતી શક્યો હોય છતાં એ લાખોની લાગણી ઘણે અંશે રાગદ્વેષથી ખરડાયેલી હોય છે. એવા માનવીનું લાખો હૃદયમાં જે સ્થાન હોય છે તેનું ચિત્ર દોરવું હોય તો વિશાળ ધરતી ઉપર પથરાયેલી ઊંચીનીચી ટેકરીઓ, ખાડા-ખબડા અને ઊંચીનીચી પહાડીઓ અને વૃક્ષવનરાજી જેવું આલેખી શકાય.

પણ એના મૃત્યુ બાદ જનહૃદયની રાગદ્વેષથી ખરડાયેલી લાગણીઓ ધીમે ધીમે કે એકાએક ટેકરીઓ કે ડુંગરાઓનું સ્વરૂપ શમાવી દઈને નમ્ર બને છે, રાગદ્વેષ ગળતા જાય છે ને લાગણી સમુદ્રનું સ્વરૂપ ધારણ કરે છે. એમાં તોફાન હોય, મોજાં ઊછળતાં હોય, તરંગો લહેરાતા હોય છતાં એની સપાટી એકસરખી હોય છે.

સ્વ. ઝવેરચંદ મેઘાણી વિષે પણ આવું જ બન્યું છે. મેઘાણી પ્રત્યે કયા અભાગીને મમતા નહિ હોય? છતાં સ્વભાવની જેમ સંસારને પણ એક બીજું પાસું હોય છે. એ પાસામાં એમના પ્રત્યે ઉત્કટ લાગણી ધરાવતા, આદર અને મમતા ધરાવતા વિરોધીઓ પણ હતા. એ વિરોધ છાનો હતો, નાનો છતાં જાહેર પણ હતો અને ઝઘડાનું સ્વરૂપ પામેલો ઉગ્ર પણ હતો. પણ એમના મૃત્યુએ પોતાનો માયાળુ હાથ ફેરવીને આ વિરોધને ગાળી નાખ્યો, એનો દંશ હરી લીધો.

મૃત્યુ કેવાં અણધાર્યાં અને અદ્ભુત પરિણામો લાવે છે? જીવતા મેઘાણી જનહૃદયમાં અનેક રૂપે ફળવાઈ ગયા હતા. જાણે દેખાતા જ ન હતા. મૃત્યુએ જનહૃદયમાં પડેલ લાગણીને સંકોરી સંકોરીને આપણી સામે એનું એક અભિનવ સ્વરૂપ કંડારી દીધું.

મેઘાણીના આ સ્વરૂપ ઉપર અંજલિઓના ઓઘ ઊમટ્યા. ઓહોહો! આટલું બધું એનું સ્વરૂપ વિસ્તૃત હતું? ક્યાં માળિયાના મિયાણા ને ક્યાં આફ્રિકાના જીંજાનું યુવકમંડળ, ક્યાં મુંબઈના મૂડીપતિઓ અને

ક્યાં કાઠીરાજ્યની રેલગાડીનો પમુ પાણીવાળો, ક્યાં ધોરાજીનો મેમણ અને ક્યાં ભાલનો હરિજન! તાલુકદાર અને સિપાહી, મુંબઇના અખબાર-નવેશો અને નાનાં ગામડાંના ચારણો, ખોજા ને લુવાણા, વાણિયા અને સાધુસંતો, અમલદારો અને શિક્ષકો, કચ્છ અને કાઠિયાવાડના, ગુજરાત અને બૃહદ્ ગુજરાતના. કોને ગાવા ન ગાવા, અગણિત મહીંથી એકને તારવીને?

એ ભાવ અને મમતાનાં પૂર કોમ કે ધર્મના, વાડા કે સંપ્રદાયના ભેદભાવથી પર બનીને નિર્મળાં વહી રહ્યાં છે.

ધોરાજીથી ભાઇ અહમદ જમાલ બેલીમ લખે છે કે '...પ્રજાની સત્ય હકીકત બહાર પાડતાં શ્રી મેઘાણી અને 'ફૂલછાબે' ઘણું સહન કર્યું છે, છતાં નેકીટેકી છોડી નથી. એવા પુરુષનું આ દુનિયામાંથી ચાલ્યા જવું તે અમોને અત્યંત ખોટ ગઇ છે.' અને માળિયાના એક મિયાણા હાજી હરદોર જેડા શું લખે છે? 'મિયાણાઓને તેના શૌર્ય માટે પ્રસિદ્ધિમાં લાવવા સોરઠી બહારવટીઆ બસ છે. એમનાં એ પુસ્તકો માટે સ્વર્ગસ્થને, મિયાણા કોમ 'મેઘાણી મર્દ વાણિયો' એ બિરૂદથી કાયમ ઓળખશે.'

ગાડીઓ તો આજેય બોટાદના સ્ટેશને આવજા કર્યા જ કરે છે પણ હવે ઉતારુઓની આંખો પેલા સોરઠી શાયરની પાઘડીને એવા વ્યર્થ વલખાં મારે છે. નજર નોંધીને મેઘાણીની આંખો ધરતી ઉપર ઢળતી, પણ હજારો ઉતારુઓની આંખો તો એના દેહ ઉપર રમ્યા કરતી. એની વાણી સાંભળવા ઉતારુઓના કાન તલખ્યા કરતા. એવા એક દિનના સમયે ખરે બપોરે બોટાદ સ્ટેશને ભીડ મચેલી.

'ડબામાં અડધા મેમણ ને અડધા હિંદુ. મેમણ પથારી કરીને પડેલા, પણ બારણા પાસે મેઘાણીભાઈને ઊભેલા જોઈને તરત જગ્યા કરી આપી. આવઆદર દીધાં. બધા એમની સામું જ જોઈ રહ્યા. ઝવેરચંદભાઈએ મેમણોને પૂછ્યું કે 'આપ કયથી આવો છો?'

'બાંટવાના છીએ, મુંબઇથી આવીએ છીએ ને ભાવનગર જવું છે.' ત્યાં એક ભાઇ બોલ્યા: 'જુઓને આ હિંદુ મુસલમાનના ઝગડા હાલ્યા જ કરે છે!'

મેઘાણીભાઇ કહે: 'આ મુસલમાન ભાઇઓ સમજતા નથી. આ હિંદુસ્તાનની

ધરતી ઉપર સાથે મોટા થયા ને સાથે જ રહેવાનું છે. આપણા બાપદાદા પણ સાથે રહ્યા ને ગયા. આ ધરતીનું ધાવણ પીને મોટા થયા. આ ધરતીને ખોળે આળોટેલો મુસલમાન હિંદુથી કે હિંદુસ્તાનથી જુદો થવા માગશે જ નહિ.'

આ સંભારણું છે એક પી. એમ. પકોડીવાળાનું. છેવટ શું લખે છે એ પકોડીવાળો ? 'ભાવનગર સુધી એમની વાતો તો ઘણી સાંભળેલી, પણ આ તેમનું નાનું સંભારણું અત્યારે મને મોટું આભ જેવું લાગે છે.'

વરસાદનાં પાણી ધરતીનાં કણેકણ ઝીલે એમ મેઘાણીની વાણી, કંઠ, અને વાર્તા આપોઆપ ઝિલાઇ રહેતાં. પણ એમના કાર્યસાક્ષી પણ ક્યાં થોડા છે ? બોટાદ સ્ટેશન મેઘાણી માટે તો પ્રજાજીવનની પારાશીશી જેવું બની રહેલું. અહીંથી એમણે કંઇક વાતો, વાટાઘાટો બાતમીઓ ને કથાના પ્રવાહો પોતાના સાહિત્ય લેખન માટે ઉઠાવ્યા છે.

એવા એક દિનની બપોરે ગાડીઓમાં અડાભીડ થઇ રહેલી. 'વઢવાણના સળંગ ડબામાં સાતેક મારવાડણો બેઠેલી, એમાં એક બિમાર હતી. મેઘાણી-ભાઇએ આ જોયું. કહે: 'બહેનો હું તમને વઢવાણવાળા મેઇલમાં બેસાડી દઇશ.'

'મેઇલ આવ્યો. ઘણા માણસો ચાલતી ગાડીએ ચરી બેઠા. જગ્યા રહી નહિ. બૈરાં કકળાટ કરવા લાગ્યાં. છેવટ મેઘાણીભાઇએ ચાલતી ગાડીએ સામાન ચડાવ્યો ને બૈરાંને ચડાવતા હતા. એમાં વીરમગામના એક પેસેન્જરે મેઘાણીભાઇને ધક્કો દીધો. મેઘાણીભાઇ પાછા ન ખસ્યા એટલે ફરીને ધક્કો માર્યો. ત્યારે પેલી મારવાડણોને માર્ગ કરી આપવા મેઘાણીભાઇએ વીરમગામવાળાને સામો ધક્કો મારી ખસેડયો. પેલા ઉતારુએ મેઘાણીભાઈને ગાડીમાં ન આવવા દેવા ગાલ ઉપર જોરથી ઠોંસો લગાવી દીધો. તે છતાં પેલી બાઇઓને યોગ્ય સગવડ કરી આપી ને મેઘાણીભાઇ પેલા ઉતારુને કાંડેથી જકડાવીને હવાદાર પાસે લઇ ગયા. વાત સાંભળીને હવાલદારે પેલા ઉતારુને પૂછ્યું કે 'કેમ આમને ઠોંસો માર્યો ?'

'મેં ઠોંસો માર્યો જ નથી.' પેલો ઉતારુ જૂઠું બોલ્યો. પણ બોટાદનુ સ્ટેશન ને તમાસાને વળી કાંઇ તેડું હોય છે ? બનાવ નજરોનજર જોનારા કેટલાક સાક્ષીઓ ઊભા હતા. હવાલદારે પેલા ઉતારુને કહ્યું કે 'ઓળખશ તુ આમને ! તેં કોને ઠોંસો માર્યો તે ખબર છે ? એ ઝવેરચંદ મેઘાણી છે.'

'એમ! ત્યારે તો આપણે સાબરમતી જેલમાં ભેગા હતા.' પેલો ઉતારુ કાલોકાલો થઇ બોલવા લાગ્યો. 'ભાઈ! હું તો આપને એમ પૂછું છું કે મને ઠોંસો કેમ લગાવ્યો? એ વાતને જેલમાં સાથે હતા એની સાથે શી નિસબત? ઠોંસો શા માટે લગાવ્યો તે કહોને?' મેઘાણીભાઇ બોલતા હતા.

પેલો ઉતારુ છેવટ દોંગાઇ છોડીને મેઘાણીભાઇના પગમાં પડયો ત્યારે મેઘાણીભાઇ ઊલટા ગળગળા થઈ ગયા. કહે: 'મેં આપને પગે પડવા કહ્યું જ નથી. આપ હવે પછી કોઇ ઉતારુને વિનાકારણ ન મારશો.' મેઘાણીભાઇ યાર્ડ છોડતી ગાડી ઉપર દોડીને ચડી ગયા. પેલો ઉતારુ પણ.'

મેઘાણી તો રોજ હરતાફરતા હતા. અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં. પણ એ સંઘરાતા હતા એક હરિજનના હૈયામાં. એ હૈયાની ચીંથરી ફીંદીને આજ એ સ્મૃતિબિંદુને સ્મરણોના અગાધ સાગરમાં ભળવા મોકલી આપે છે. ને છેવટ શું લખે છે બોટાદના આ હરિજન ભાઇ વસરામ લખમણ સોલંકી?–'મેઘાણીના બોલથી ફૂલ ખરતાં અને હજારો માણસો તે વીણી લેતાં.'

સંભવ છે કે સામાન્ય માનવીનું જીવન વિરહવિહોણું વીતી જતું હોય. પણ લેખકનું જીવન વિરહની વ્યથા અનુભવ્યા સિવાય આગળ જ કેમ ચાલે?

લેખક મેઘાણીને રેલગાડીએ વરસોનાં વરસો સુધી રોજેરોજ વિરહવ્યથાઓ આપી છે. રેલના પાટા નજીક ઘર અને ઘરથી થોડે જ દૂર સ્ટેશન. ગાડી આવે, રાણપુર આવવાનું ટાણું થાય, નાનાવિધ કામ પતાવીને 'હમણાં પહોંચી જાઉં' એવી ધારણા બાંધીને કવિ ઝડપે ઊપડે. સીટી વાગે ને ધ્રાસકો પડે, ગાડી ચાલે ને ધબકારા વધે. આ રેલગાડી એમને માટે તો ક્યારેક 'માનિની' તો ક્યારેક 'મુદિતા', ક્યારેક 'વિપ્રલબ્ધા' તો ક્યારેક 'ઉત્કંઠિતા' બની રહેતી.

ઘર દૂર હોય તો તો જાણે વહેલા નીકળીને જઇ બેસાય. ઘર નજીક રહ્યું એટલે થોડું કામ પતાવી લેવાની લાલચ જાગે ને રોજ રેલગાડી સાથે રમત મંડાય. રેલના આવા રોજના સંસર્ગે તો મેઘાણીને રેલ્વે–સ્ટાફના માણસોના જીવનજંગનો પરિચય કરાવી દીધો અને સાંધાવાળાથી માંડીને સ્ટેશન–માસ્તર સુધીના માણસોનાં આંનંદઊર્મિ અને જીવનકારુણ્ય પોતાની હૈયા-

નોંધમાં એ ટપકાવતા રહ્યા. સમય આવ્યે એ નોંધ હજારોનાં હૈયાંમાં સંવેદન જગાડે એવું સ્વરૂપ લેતી. મેઘાણીભાઇ વધુ જીવ્યા હોત તો આ બોટાદ-જંકશન અને એ રેલગાડીનું હૈયાટાંચણુ એકાદ વધુ 'પરકમ્મા' એમની પાસે લખાવત. આજે એ નથી ત્યારે બોટાદના સ્ટેશનમાસ્તર તરીકે રહી ગયેલા ઢસાના સ્ટે. માસ્તર શ્રી નંદલાલ એવી એક નોંધ લખી મોકલે છે:

'...હું છેલ્લે બોટાદમાં ચાર વર્ષ રહ્યો ત્યારે તો ભાઈઓ જેવો સંબંધ થયો. રાતના નવરા થાય ત્યારે કયારેક એમનાં પત્ની તેમ જ પોતે ફરવા નીકળે. અમો સહકુટુંબ અમારા બગીચાવાળા કંપાઉન્ડમાં બેસીએ. તેમની શી વાત કરૂં? મારાં નવાં પત્નીને પહેલો પુત્ર આવ્યો અને તે પણ જૂનીનાં બચ્ચાંઓની જેમ એક વર્ષનો થઈને દેહ છોડી ગયો. ત્યારે મોતને દિવસે જ જ્યારે હું સુનમુન એકલો મારા કવાર્ટરમાં બેઠો હતો, ત્યાં પોતે એકલા આવીને મને જે દિલાસો દીધો, અને એવી એવી તત્ત્વ-જ્ઞાનની વાતો કરી કે હું જાણે અજબ શાંતિમાં આનંદ માણતો હોઉં એમ મને લાગ્યું. અમે બે જ જણા હતા. બીજાં બધાં આઘાતને લઇને સુઇ ગયેલાં. તેઓ આસરે બે કલાક બેઠા, તેમની વાતોના સારમાં મારો બોજો ઊતરી ગયો અને જગ બધું રંગભૂમિનાં પાત્રો જેવું લાગવા માંડયું. હૃદય હળવું બન્યું. સુખથી સુઈ ગયો. બીજે દિવસે એક સ્વસ્થ માણસની જેમ નોકરીએ ચડી ગયો.- જાણે કે પુત્રનો જન્મ કે મરણ થયું જ નથી.'

લોકો પણ જાણતા કે બોટાદ કયું? તો કહે મેઘાણીનું. એટલે એનું દર્શન કરવા કંઇક રેલ્વે-મુસાફરોની આંખો બોટાદ આવતાં તલખતી. એવા એકનો નામ વગરનો કાગળ આવ્યો છે: 'સોરઠી સંસ્કૃતિનો સાબુ પાણીમાં સરકી ગયો. હશે, કરુણાળુની જેવી મનોગત ઈચ્છા. લિ. એક જ વખત ચાલતી ગાડીએ મેઘાણીનાં દર્શન કરનાર. હર્ષશોક, દુઃખસુખ કાંઇ પણ વ્યકત કરી શકતો નથી.'

લખ્યું હતું 'ફૂલછાબ'માં કે એમનાં સંભારણાં જ લખી મોકલજો, એમનાં જીવનકવનનાં વિવેચન કે અવલોકન નહિ. એના પ્રત્યુત્તરમાં ઢગલા મોઢે ટપાલમાંથી મોતી જેવાં સંભારણાં નીકળી આવે છે. પણ મોટા ભાગના લોકો તો મેઘાણીનાં નહિ પણ જાણે પોતાનાં જ સંભારણાં લખી મોકલે છે! મેઘા-

ણીને પડતા મૂકીને પોતાનું જીવનવૃત્તાંત વિદ્વતાભરી રીતે મોકલે છે. અમે એક માનવીના મૃત્યુને અંજલિઓ આપવાનું નક્કી કર્યું છે. જીવતાઓને અંજલિઓ આપવાનું હાલ તુરત મુલતવી રાખીએ છીએ. છતાં સમજીએ છીએ કે જગતના આવા કોલાહલ વચ્ચે યે સેંકડો માણસો ઝપ ઝપ કલમ ચલાવવા માંડયા છે એ મેઘાણી પ્રત્યેની મમતાનું જ કારણ છે.

મેઘાણીને આ ખ્યાલ હતો કે લોકો ગાંડા થઇને એમની પાછળ ફરે છે. એટલે તો સમૂહથી અને મેદનીથી એ હંમેશાં નાસતા ફરતા. પણ આજે લાગણીઓનાં જે પૂર ઊમટયાં છે એ જોઈને તો એમને ફરી અવતરવાનું મન થાય. બીજે પક્ષે મેઘાણીના નામે જે ખોટા સંબંધો, પ્રસંગો અને મેઘાણી સાથેના જે ખોટા જીવનવહેવારનાં આલેખન થઇ રહ્યાં છે એ જોઇને તો એમનો ઋજુ આત્મા અકળાઇ જ ઊઠે. અવતરવાની ઇચ્છા મુલતવી રાખે. શાપ તો જરૂર ન વરસાવે, કારણ કે એવા શાપનો બોજ એમનું ઊર્મિલ હૈયું જ પાછું ન સહી શકે. આ ઊર્મિલતાને લઇને જ એમણે બુઢાપાને અળગો રાખ્યો હતો, અરે યુવાનીને પણ આઘી રાખવા પ્રયત્ન કર્યો હતો. કેવી રીતે ?

‘ નાના થૈને, નાના થૈને, નાના થૈને રે
બાપુ તમે નાના થઇને રે.........’

મેઘાણીએ બાલભાવને એ ગીતમાં કેવા ઉતાર્યા હતા એ વર્ષો સુધી બાલશિક્ષક તરીકે કામ કરી ચૂકેલા એક મિત્રના અંગત પત્રમાંથી જ જોઇએ:

‘આ “ નાના થૈને ” ગીતે તો ખરેખર મને ખૂબ પ્રેમ અપાવ્યો છે. મેરઠ જેવા હિંદુસ્તાની ભાષાવાળા પ્રાંતમાં પણ ત્યાંનાં બાળકોનો ખૂબ ચાહ પામી શકતો અને હજી પામું છું. એવું જાદુ એ ગીતમાં છે.’

એમનાં ગીતોની શી વાત કરવી ? એ જ મિત્રનો પત્ર આગળ બોલે છે:

‘ ...... એમનું ઋણ તો મારા જેવા ઘણા ઘણા જુવાનિયા ઉપર હશે. ૩૦–૩૨ની લડતમાં જોડાયો તેમાં મેઘાણીભાઇના ‘સિંધુડા’ની અસર ઓછી ન હતી. બેડકના ઓરડામાં બેસી, બારણું બંધ કરી, ‘સિંધુડો’ વાંચી અને

આંખો સારી પેઠે ભીની કરી, ખૂબ પ્રેરણા પામી લડતમાં ઝંપલાવવાનો નિર્ણય થતો. ઢીલાશ આવતી તો ફરીથી એ ગીતો વાંચતો. અને લડત દરમિયાન તો એમનાં જ ગીતો આપણા સૈનિકોના પ્રાણરૂપ હતાં. સાબરમતી જેલની બાબા બેરેકમાં 'લાડકવાયો' અને 'સૂના સમદરની પાળે' તેમ જ તેમનાં બીજાં ગીતોનાં સમૂહગાનો ત્યાંના જીવનને હળવું બનાવતાં.'

આ બધા પત્રો કોઇ વિદ્વાનો કે વિવેચકોના, મૂડીવાદીઓ કે ઉદ્યોગપતિઓના, મહાનરો કે મોટા ગણાતા માનવીના નથી. સેવકોનાં કોઇ મોટાં નામો પણ આમાં નથી. અહીં ઠલવાયેલા અસંખ્ય પત્રોમાંથી આપેલી આ તો થોડી વાનગી છે. એ વાનગી યે અંજલિ છે, તદ્દન નીચલા થરોના માનવીઓની. બહુ બહુ તો નીચલા મધ્યમ વર્ગની. મેઘાણીની ધરતી એટલે જનતા; એ જનતા-જનેતાના ખોળામાં આળોટીને બેઠી થયેલી. એટલે જ તો આજ જનતાનાં હૃદય કકળે છે ને પોતાની આર્તવાણીમાં અંજલિઓ ઠલવે છે. વસાવડનો એક જુવાન વેપારી, રાતની નિરાંતમાં મેઘાણીની એક કથા વાંચે, પાસે જ એનાં જુવાન પત્ની બેઠાં બેઠાં સાંભળે. અચાનક જ એ યુવતી વચમાં બોલી ઊઠી, 'કોણે લખી છે આ ચોપડી?'

'મેઘાણીએ, કેમ?' જુવાને પૂછ્યું. 'એ આપણને ઓળખે છે?' 'હું એમને ઓળખું છું. એ આપણને નથી ઓળખતા. પણ તારે કહેવું છે શું?' 'એ તો એમ કે આમાં જે જે પ્રસંગો હાલ્યા આવે છે એ જાણે કેમ આપણા જીવનની વાત જાણીને જ ન લખ્યા હોય?' યુવતી બોલી. સાંભળીને જુવાન ખડખડાટ હસી પડયો અને બોલ્યો :

'ગાંડી રે ગાંડી. ત્યારે સાચા લેખક જ આનું નામ ને? લોકોના હૈયામાં બેસીને એ બધી ગોઠડી સાંભળતા હોય એવું લખે ત્યારે સૌને લાગે કે એણે આપણા જીવનમાંથી લખ્યું છે.'

મેઘાણીનાં મધ્યમવર્ગનાં પાત્રો માટે આથી વધારે પ્રમાણપત્રની જરૂર છે?

આ જુવાન વેપારી જેવા કંઇક જુવાનો મેઘાણીની કથા વાંચતા નહિ, પણ કથા માંડતા. એક વાંચે ને અનેક સાંભળે. ભાષાનું જોમ વાંચનારને ભાન ભુલાવી તદ્રૂપ બનાવે. ચારણી શૈલી વાચકને મોકળે ગળે ને મુક્ત

હાવભાવમાં ખેંચી જાય. આમ મેઘાણીનાં પુસ્તકોએ તો ચારણ, બારોટ, ગઢવી ને રાવળના બટકબોલા છોકરા સામે વાણિયા, લુવાણા, ખોજા ને કણબીના છોકરાને વડછડ કરતા ને બાખડતા કરી દીધેલા.

શી એણે લોકહૃદયને માયા લગાડી છે? જાગતો માનવી તો મેઘાણીને સ્મરે છે પણ ઊંઘમાં ય એણે માનવીને નથી છોડયો. ને કેવા સ્વરૂપે?

ગિરની ગોદનું દલખાણિયા ગામ ને એ ગામના એક અબુધ સુતાર નાનજી નારણજી. એની કાલીઘેલી પણ કુદરતી ભાષામાં લખાયેલ પૂરો કાગળ પાથરવાનો તો અહીં અવકાશ નથી. એના છેવટ ભાગે એ લખે છે કે:– 'માણસો જેના ફોટાની પૂજા કરે એવા (માણસો) ના પરિચયમાં આવનારને તો જરૂર આઘાત થાય. સાંભળતાં એવો આઘાત થયો (કે) શું મેઘાણી ગાય (જાય?) આપણે પણ ઉતાવળ રાખો, સાલો (ચાલો) હવે છૂટું પડે છે. કાળજીથી (જીવન) સાર્થક કરી પ્રભુચરણમાં જવાની ઉતાવળ રાખો. શ્રી પ્રભુના જશનાં કવિતો ગાય છે (તે) મેઘાણી ગયા તે સાંભળ્યું, રાત્રે સપનું આવ્યું. 'શ્રી પ્રભુ પધાર્યા છે. સર્વો સાહિત્યની તૈયારી છે, ઉઘાડે માથે મેઘાણી ઊભા થઇને લાખો માણસની મેદનીમાં ભજન ગાય છે, હાથમાં સીતાર છે. ધન્ય ધન્ય પ્રભુ! તેમના આત્માને શાંતિ આપો'

જેવી ભાવના તેવી સિદ્ધિ. આ ભાવુક મિસ્ત્રીએ મેઘાણીને ભજનિક–ભક્ત મેઘાણી તરીકે ભાળ્યા. ને પ્રભુભક્તિમાં લીન એવું એને સ્વપ્નદર્શન થયું.

## ૩

## ગીત–નવનીત

એથી યે વધુ અદ્‌ભુત વાત મેઘાણીના મૃત્યુએ ગીતમાં બતાવી. ગુજરાત અર્થનું દાસ છે, એવું ભવોભવનું મેણું એના માથે છે. બધી વાતનું મૂલ્ય રૂપિયા આના પાઇથી કરે છે એવો એના ઉપર આક્ષેપ છે.

મૃત્યુની કરાંગુલિઓએ જાણે હૈયે હૈયે ફરી વળીને જડતામાં ચેતનાના અંકુરો મૂકી દીધા ને હજારો હૈયાં સળવળ્યાં હશે. એમાંથી સેંકડો કાવ્યોનો સ્રોત ગીત–અંજલિ સ્વરૂપે વહેવા માંડયો.

આટલું કાવ્ય આ ગુજરાતીઓના હૈયામાં કોણે રુંધર્યું હતું? આટલી ઊર્મિ એના અર્થદાસ દિલમાં કોણે પૂરી હતી? મૃત્યુ જેમ કોમ ધર્મના ભેદ નથી ઓળખતું તેમ મેઘાણી–ખાંભીને જુહારતો આ કાવ્યધોધ પણ કોમ ધર્મના ભેદભાવ વિના વહ્યા કરે છે.

રેલ્વેના બાર રૂપિયાના ટ્રોલીગ વોટરમેનની ભાવનામાંથી, કોઇ ટપાલીની લાગણીમાંથી, નામ કે ઉપનામ વગર શ્રદ્ધાંજલિરૂપે કાવ્ય મોકલનાર કો સોરઠી કે ગુજરાતી યુવકના દિલમાંથી, પંદરના પગારદાર શિક્ષકના દર્દમાંથી, કોઇ માજી સૈનિકના મનોભાવમાંથી, સાધુસંતના કાલાઘેલા બોલમાંથી અને અગણિત અબુધ ગ્રામજનોમાંથી એ ગીતાંજલિનો અણખૂટ ધોધ ચાલ્યો આવે છે.

એક એક ચોપડીની નવ નવ આવૃત્તિઓ વંચાઈ, ગવાઇ ને ભજવાઇ એકલા મેઘાણીની જ. પણ પૈસાનું વળતર એ પામર વળતર છે. મેઘાણીએ આ ભોમકાનું જે પય પીધું તે એણે શત ગણું કરીને પાછું વાળ્યું. હવે લોકો આજે એને સહસ્રગણું કરીને તર્પણ આપી રહ્યા છે.

મેઘાણીએ આપ્યા એ સોરઠા, છંદ, મરશિયા, ઝૂલણા ને એ જ લોકઢાળમાં લોકો આજ મેઘાણીને ગીતાંજલિઓ આપી રહ્યા છે. આ ગીતાંજલિઓ આપનારામાંથી એકે જાણીતો કવિ નથી, એકને કાવ્યનું પૂરૂં જ્ઞાન નહિ. પીંગળડીંગળ જાણે નહિ. પણ એ બધાના હૃદયમાં આવિર્ભાવ આવ્યો ને એ મેઘાણી એણે જ આપેલા રાગ–ઢાળમાં વ્યક્ત થયો.

અલબત્ત, એમાં દૂલા કાગ અને બીજા ચારણોની વાત અનોખી છે. એ બધા તો કહેવાય સરસ્વતીના પુત્રો. એમના આવેલા સોરઠા છંદ અને મરસિયા વગેરે તો સ્વયંભૂ કહેવાય.

રસધાર ભાગ ચોથામાં મેઘાણીએ 'મરશિયાની મોજ' નામની વાત

સંઘરી છે. નાગાજણ ગઢવીની ચારણી ભારે મરશિયા ગાતી. ગઢવીને ય મન થયું ને પોતાના મોતના સમાચાર ઘરે પહોંચડાવીને ઘરપછીતે સંતાઈને એણે મરશિયાની મોજ માણી. (જો કે એ મોજ પાછળથી ભારે પડી ગયેલી) એમ ભાઇબંધ દૂલા કાગ આવા રૂડા મરશિયા જોડે છે એવી મેઘાણીને ખબર હોત તો ગઢવી નાગાજણની માફક જીવતાં જ મરશિયાની મોજ માણત. કાગ જ એમ બિરદાવી શકે કે:

'છંદા ગીતાં ને સોરઠાં, સોરઠ સરવાણી;
એટલાં રોયાં રાતે આંસુએ, આજ મરતાં મેઘાણી.'

આ તો દેવીપુતરના બિરદાવણાં, પણ વડ઼ડી ગામના હરિજન ભાઈ નાનજીનું ગળું ય મરશિયા માંડીને કહે છે કે :

'અંતરની આ અરજ, ઝવેરચંદ જાતાં;
(એવી) એક દીની ઓળખાણ, (હવે) વસમી થઇ વાણિયા.'

આ તો ધૂળનો ઉથામણહાર ઢેઢ. ચારણોની તો વાત જ શી કરવી ? એ દેવીપુતરના સોરઠા યે આજ રડી રહ્યા છે :–

'કેવો હતો કલાકાર, પ્રગતિ નવી પ્રગટાવતો;
ભડ સાહિત્યનો ભંડાર, હાકમ હીરો ગયો હિંદનો.'

જામનગરના મકાજી મેઘપરના બારોટ અમુ ભોજાનું આવું કલ્પાંત પૂરું થયું ન થયું ત્યાં તો મોરબીના ગઢવી રતનદાન મીસણને કેવાં રૂપક સૂઝે છે ?

'દેવલોકની સભામાં ચર્ચાયું થાય છે કે ગાંધર્વાદિનાં સંગીત રોજ સાંભળીએ છીએ પણ હવે કોઈ મરતલોકના કવિ તેડાવીએ. દૂત તેડું લઈને જાય છે :

'હાલો કવિ હરિ પાસે, એમ કહેતા આવ્યો કાળ;
ફરમાન ઇંદ્રનું આપિયું, વાંચ્યું શાયર વા'લ.'

દેવનાં તેડાં થયાં પછી ગયા વિના ચાલે ? પછી—

'ધરા ધ્રૂજી ધુંખર ચડી, ગાજ્યો ગેબી ગિરનાર;
શાયર સ્વર્ગે સિધાવતાં, સૂતાં રાવલ ગિરધાર;

એવા કલ્પાંત કરનારાઓને ચારણી સભાના પ્રચારક કવિ જયમલદાનજી કહે છે :—

'ઓ સોરઠની આંખડી, કોઈ અશ્રુ ન સારો એક;
કરી અમર જન કેક, મેઘાણી મુક્તિ વર્યો;
એના ઓચ્છવ—આંગણે, કાગારોળ ન કાંણ;
લેખિની ને લખાણ, મેઘાણી ઝવેરે મઢયાં.'

ચારણનો દીકરો છંદસોરઠાં જોડે એમાં શી મોટી વાત? હવે સાંભળો બંગાળના કોલસાની ખાણોવાળા ગામમાં નવ દિનના ઉપવાસી, ખાટલે પડેલ એક બ્રાહ્મણ ગંગાધર જોશીના દોહા !

'મરણું મેઘાણી તણું, દેવોથી જોયું ન જાય,
તો માનવનું શું થાય, નિજ સ્વજનની તો વાત શી?
નરનારી લખલખ રૂએ, કોઇ ધરે• કોઈ બાર;
પણ પુસ્તક રૂએ ભંડાર, એનો પ્રાણુપારખુ વહી ગયો.
ભમરાળા ભારત મહીં, કણ વિણ મરે કરોડ;
જેને ન મળે સાથરો સોડ, તેને (તેં) અક્ષર ઓઢાડી ઢબૂરીઆ.'

શાં એણે રૂપક મઢયાં છે ? કણ વિના કરોડો મરી જનારાને-જેને સાથરા કે સોડ તાણવા કફન પણ મળતું નથી એવાં કંગાલોને હે મેઘાણી ! તેં અક્ષરનાં ઓઢણાં ઓઢાડી ઓઢાડીને ઢબૂર્યાં. વાહ બ્રાહ્મણ વાહ.

એના છંદ છપ્પા આગળ ચાલે છે પણ કેવી હાલતમાં એણે જોડયા ? 'મારી ચાલુ બિમાર હાલત, માણસો ઉઠાડે બેસાડે છે, આંખે અંધારાં આવે છે, નવ દિનના ઉપવાસ છે, કાનના દેવો અલ્પ રહ્યા છે, મગજના નહિ જેવા. હુશ લઇને પેટ તવાઇ ગયું છે. લીંબડીના કવિ શંકરદાનજીનું કાવ્ય 'ફૂલછાબને' પાને જોયું ને સ્ફુરણા થઇ.' ને એમણે લખી નાખ્યું.

અહીં કાવ્યસ્ફૂરણા, મેઘાણી પ્રત્યેનો આદર અને એમણે જન્માવેલ લોક-સાહિત્ય પ્રત્યેનું આકર્ષણ એકાકાર થઇ ગયાં છે.

વરણન કરતાં આરો ન આવે એટલે હવે ચરખડીના અરિસિંહ નાથાભાઇ-વાળાના સોરઠાથી આ સોરઠા પૂરા કરીએ, કારણ કે :—

વીરા ડાયરે રોજ, તુજ વાતું વખણાય છે;
(હવે) કયાં જઇ કરીએ ખોજ, અમને વસમું લાગે વાણિયા;
ભડ વાતું ભખનાર, તું દીપાવણ ડાયરો;
વીર કીર્તિ વણપાર, પાને પાને પાથરી.
વીરા સ્વર્ગે વાત, વીરો શું વગતે કરી;
વેલો વળજે તાત, અરિસિંહની એ યાચના.

છંદ છપ્પય કે સોરઠાનો તો આરો ન આવે. કારણ કે કચ્છ—નળિ-યાના કવિ લાલજી કહે છે તેમ :-

મેઘો વરસે મોસમે, એકલડાં પાણી;
વાણી ને પાણી, અણથંભ્યો મેઘાણી.

વરસાદ તો એની મોસમમાં એકલાં પાણી જ વરસે પણ મેઘાણી તો બારે માસ વાણી અને અશ્રુનાં પાણી-બન્ને અનરાધાર વરસતો. પછી લોકધરતીનું કણેકણ કાળી ઊઠે એમાં નવાઇ શી? નહિ તો એ ધરતી જ નગુણી, દિલચોર ગણાય.

એટલે જ તો મેઘાણીનું જે ગીત પ્રચલિત અને અતિ લોકપ્રિય બન્યું એ 'કોઇના લાડકવાયા'ના રાગમાં જ લોકોએ મેઘાણી ઉપર આંસુઢોળ કર્યાં. પડધરી પાસેના સરપદડ ગામના કોઇ 'સોરઠી યુવક'ના ઉપનામે અશ્રુભીની ચાર અંજલિ મોકલાવી છે કે:-

અમરામૃતનું પાન કરાવા, અમરાપરથી આવ્યો;
અશ્રુભીની કરી આંખડી સોરઠની સીધાવ્યો

શાયર પાયો પાયો રે
અમીરસ લખી લખી કાવ્યો.

કોઇને થશે કે મેઘાણીને સૌરાષ્ટ્રે જ ઝીલ્યા. તો સાંભળો અમદાવાદના રાયખડમાં રહેતા એક ગુજરાતી ભાઇ સોમચંદની એ જ રાગમાં અંજલિઃ-

ગરવી ગુર્જર સોરઠ સૂનો, સૂનાં ગીત ગવાયાં;
સૂનાં ગાણું રહ્યાં અધૂરાં, લોકગીત ઘવાયાં,
આજે કવિઓનાં, કેવાં
રસમય ખેતર ભેળાણાં ?

એવો જ મહેમદાવાદથી શાય ડાહ્યાભાઇ કાળી ડાયાળી વેપારી શાહીથી કાગળિયો આલેખી મોકલે છેઃ

દેશયજ્ઞમાં દેહનાં દીધાં બલિદાન મેઘાણી
સિંહસમા ત્રાટકતા સઘળે વદાતે વીરની વાણી
વિદેશી નીતિને ચૂંથી
દેશની ગાથાઓ ગૂંથી

બીજા એક અમદાવાદી શ્રી. મોરારજી લાલજી 'ઝવેરચંદ મેઘાણીને અંજલિ' એ વાકયના એક એક અક્ષરને એક એક લીટીએ પ્રથમાક્ષર બનાવીને 'લાડકવાયા'ના રાગમાં અંજલિ આપે છે.

આ તો મેઘાણીએ સમૂહગાનને રાગ આપ્યો, પણ જે લોકગીતથી એ હંમેશાં મિજલસ, મેળાવડા કે જલસાના શ્રીગણેશ કરતા એ 'વાંઝિયાં મેણાં માતા દોહ્યલાં'ના ઢાળમાં જ લોકો ઝંખના વ્યક્ત કરે છે. પટેલ ત્રિકમભાઇ કહે છે કે 'હે મેઘાણી ! તું જતાં માતા ગુર્જરી વંઝયા થઇ છે. કેવી રીતે ?

ખેડી અણખેડી માતા ભોમકા, વનવગડા પીંખનાર
આલો ભારતમાત ! વાંઝિયા મેણાં માતા દોહ્યલાં.
કાલાં ને ઘેલાં માનાં બાળુડાં, વાતડીએ વાળનાર
આલો ભારતમાત ! વાંઝિયાં મેણાં માતા દોહ્યલાં.

પછી બાળુડાંના વર્ણન કરતા આવે છે એ પટલ કે બાળ વાંકાં ને વશમાં છે એને ખાંતે ખખડાવનાર આપો વગેરે. ને માત! કહો તો મારૂં મસ્તક ધરૂં, પણ વાંઝિયા મેણાં ભાંગીને અમારો મેઘાણી, વાણીનો વારસ, ઝપાટે ઝાડનાર, હાકોટે વીંધનાર, ગીતો રણકાવનાર એવો અમારો મેઘાણી પાછો આપો.

એ જ પટેલ લખે છે કે મેઘાણી કેવાં ગીતો રણકાવતા ને લોકો કેવા થંભતા ?

'૧૯૩૮ની સાલ, લોકમાન્યની જન્મતિથિ, અમદાવાદના હરિજન આશ્રમમાં મેઘાણી રન્નાદેનું ગીત ગાય, ગીતના ઝણકારે જ કવિ મંચ ઉપર ઊભા થઇ ગયા. અમારાં દિલ ઝણઝણી ઊઠયાં. એ પહાડી કંઠનો અવાજ સાંભળી વાડજના રસ્તે જતા લોકો થંભી ગયા. ભાડે ફરતી મોટરો સ્ટેન્ડ ઉપર ચોંટી જ રહી. એ શબ્દનાં બાણથી આજેય હૃદય કકળી રહે છે કે 'વાંઝિયાં મેણાં માતા દોહ્યલાં.'

મેઘાણીએ ગાયો 'ધરતીને પટે પગલે પગલે'ના ચારણી છંદ. લોકોએ જવાબ વાળ્યા એ જ છંદમાં :—

'હેં તો મૃત્યુના બંસરીનાદ સુણ્યા,
ગાયાં ગીત પીડિતોનાં દર્દ ભર્યાં;
સ્મૃતિ લોકતણી થકી લુપ્ત થતાં
ગોતી ગીતડાં હેં બધાં ભેગાં કર્યાં.
એવા લોકકવિ, એવા રાષ્ટ્રકવિ
અર્પું ભાવભરી નમ્ર શ્રદ્ધાંજલિ.'

કચ્છ–ભુજના આ શ્રી. કંચનપ્રસાદ છાયાના છંદની કડી પૂરી નથી આપી ત્યાં ભાવનગર હરિજન આશ્રમના એક હરિજન યુવાન ગહેકી ઊઠે છે કે:

તમે માનવતાને મિનારે ચડી
વરસાવી સુધાની રમી ઝરણી;
તેના સીંચને સીંચને રૂઝતી'તી
ઘવાયેલી લાગણી માનવની.

આ કડી પૂરી થયા પહેલાં ગઢડાના કમલ લહેરી આવ્યા ને મંડયા ગાવા :

ઝવેરાત હતું મારા સોરઠનું, ગરવી ગુજરાતનું નૂર હતું;
સોરઠની નરનારી તણું વીરતાનું સદાય પ્રભાત હતું;

કવિ પંડિત સાક્ષર લોકતણું, કવિ મેઘાણી ચિત્તપિયુષ હતું;
રવીન્દ્ર પછી બીજો મોભ પડયો, હિંદી સંસ્કૃતિ સધ્યા શું ટાણું થયું ?

આ બિરદાવલિ પૂરી થઇ કે ધસી આવે છે એક લોકઢાળ, કાચબા-કાચબીનો અને કહે છે કે હું મેઘાણીને બહુ વહાલો હતો. મને પરોવ્યો છે 'માતા તારો બેટડો આવે' એવા ગીતમંડળમાં.

એ ઢાળને શરૂ કરતાં પહેલાં ઝુલણા છંદ હમચી ખૂંદવા માંડયા.

રાષ્ટ્રની મુક્તિના જંગનો બુંગિયો
સંતની હાકલે તેં વગાડયો....

આમ ગાતા મોરબીના શ્રી. અમૃતલાલ ઋષિયાણ પણ 'થોભો !' 'થોભો' ના અવાજ આવતાં આઘા ખસ્યા ને આગળ આવ્યા રાજુલાના શ્રી. જયંતીલાલ ત્રિવેદી

કૈંક કવિઓ તણી હાર માળા મહી
સોરઠી માત ટાંપી રહી'તી
સોરઠી સંસ્કૃતિ ચાહનારા અને
સોરઠી-મર્દને શોધતી'તી...

ત્યાં ભાવનગરના વિષ્ણુપ્રસાદ મો. ભટ્ટ આગળ આવીને કહે :-

અગ્ર આસન સદા આપશે શિલ્પીઓ,
શબ્દશિલ્પી તમે શ્રેષ્ઠ એવા–

એ ચરણ અધૂરૂં રહેવા દઈને મુંબઇના જયંત તુરખિયાએ લોકઢાળમાં જ ગાયું કે:

ઊડે છે અંતરીક્ષ ટમટમ આગિયા
વીરા તું તો અણુચલ તારક ધ્રુવ જો.

ત્યાં ભાવનગરના દાંતના દાકતર મોહનલાલ સોલંકીએ ભજન શરૂ કર્યું કે:

તેડાનો તુમાર આવ્યો, પંથ કો પરાયો રે
કાયમી વિસામા વનમાં પામવા હો...૭

પણ પાટણવાળા કવિ લક્ષ્મીશંકર પાછળ રહી ગયા. એમણે ગઝલમાં મૃત્યુ પર અંજલિ ઢોળતાં એક ભોજક શ્રી. પથિક પણ પોતાની ગઝલ લઇ હાજર થયા. પછી વિદ્યાર્થીઓ કેમ બાકી રહી જાય ? ઘણા નૂતન કવિઓ પણ પોતાની પુષ્પપાંદડી લઇ ઊભા રહ્યા ને અડાબીડ થઇ પડી. મેઘાણીને મહાકાય કલ્પીએ તો પણ પુષ્પાંજલિઓથી ઢંકાઈ જાય એટલો સ્નેહ, એટલો આદર. પણ આપણે એ બધું સમાવવું ક્યાં ને કેવી રીતે ? લખવાનું ઘણું, કાગળ થોડા. જનહૃદયના સાગરમાં તો અંજલિ–જળ ખળકે છે, એને પુસ્તિકા–ગાગરમાં કેમ શમાવી શકાય ?

કાગજ થોડા હિત (હેત) ઘણો, કેસો લીખ્યો જાણાય ?
સાગરમેં જલ બહોત હે, ગાગરમેં ન સમાય.

–સંપાદક



# સળંગ જીવનદર્શન

ઝવેરચંદ મેઘાણીનો જન્મ ચોટીલા મુકામે સંવત ૧૯૫૩ના શ્રાવણ વદ પાંચમના રોજ જૈન સોરઠિયા વણિક કુટુંબમાં થયો હતો. પિતાનું નામ કાળીદાસ મેઘાણી અને માતાનું નામ ધોળીબાઇ. મેઘાણી કુટુંબ મૂળ રહેવાસી બગસરાનું, પણ પિતાને કાઠિયાવાડ એજન્સી પોલીસમાં નોકરી હતી. એ નોકરી માટે એમની જુદે જુદે થાણે બદલી થતી હતી. એ બદલીઓને કારણે ઝવેરચંદ મેઘાણીના બાલપણે અનેક ગામ ગામડાંના પાણી પીધાં.

પ્રાથમિક શિક્ષણની શરૂઆત રાજકોટ સદરની તાલુકા સ્કૂલથી થઇ અને દાઠા, પાળિયાદ, બગસરા વગેરે સ્થળે પ્રાથમિક શિક્ષણ પૂરું થયું. માધ્યમિક શિક્ષણ વઢવાણ કેંપ, અમરેલીમાં લીધું અને ૧૯૧૨ માં મેટ્રીક પસાર થયા.

કૉલેજનું શિક્ષણ લેવા એકાદ સત્ર તેઓ જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમાં ગયેલા અને બાકીનો અભ્યાસ ભાવનગરની સામળદાસ કોલેજમાં કર્યો, ઈ. સ. ૧૯૧૬ માં અંગ્રેજી અને સંસ્કૃતના વિષયો સહિત બી. એ પસાર કર્યું.

એમ. એ. ના અભ્યાસની તૈયારી કરી, સાથે સાથે ભાવનગરની સનાતન ધર્મ હાઇસ્કૂલમાં શિક્ષક બન્યા. પણ એક વરસ બાદ આ બધું પડતું મૂકી ૧૯૧૭ માં કલકત્તાની જીવણલાલ લિમિટેડની એલ્યુમિનિયમની કંપનીમાં જોડાયા. અહીં એમણે સામાન્ય પદવીથી શરૂઆત કરી, મેનેજર દરજ્જે પહોંચી ત્રણેક વરસ કામ કર્યું અને એ દરમ્યાન એક વખત ઈંગ્લાંડના પ્રવાસે પણ જઈ આવ્યા.

પરંતુ, સ્વભાવે જ સાહિત્યરસિક આત્માને આવું વ્યવહારિક કામ ન ફાવ્યું. એ કામ પડતું મૂકીને ૧૯૨૧ માં બગસરા પાછા આવ્યા. ૧૯૨૨ માં શ્રી. દમયંતીબેન સાથે જેતપુર મુકામે લગ્ન કર્યું.

બાળપણમાં અશોક સાહિત્યનું વાચન અને યુવાવારથામાં કલાપીગાનના નાદ; કોલેજકાળ દરમ્યાન કવિ શ્રી. ન્હાનાલાલના 'નાના નાના રાસ'નું ગાન અને ઇતર સાહિત્યક વાચન–મનન; કલકત્તા ગયા પછી યે બંગાળી સાહિત્યનું વાચન, બ્રાહ્મ–સમાજનાં પ્રત્યેક રવિવારનાં પ્રવચનનું શ્રવણ, બંગાળી નાટકોનું દર્શન અને ટાગોરની વાર્તાઓનું વાચન–આ બધાએ એમના સાહિત્યરસને સજીવ રાખીને ઉતરોત્તર વધાર્યે રાખ્યો હતો. આ સાહિત્યરસમાં બગસરાના નિવાસ દરમ્યાન હડાળાના દ. શ્રી. વાજસૂર વાળાએ કાઠિયાવાડના લોકસાહિત્યનો નાદ ઉમેર્યો.

આ દિવસોમાં રાણપુરમાં 'સૌરાષ્ટ્ર' પત્ર શરૂ થયું અને એમાં ઝવેરચંદ મેઘાણીએ બે–ત્રણ લેખો મોકલાવ્યા. એ લેખો પરથી શ્રી. અમૃતલાલ શેઠે એમની શક્તિને પારખી અને 'સૌરાષ્ટ્ર'માં જોડાવા આમંત્રણ આપ્યું. ૧૯૨૨ માં એ સૌરાષ્ટ્રમાં જોડાયા. સૌરાષ્ટ્રમાં જોડાતી વખતે બગસરા-નિવાસ દરમ્યાન લખી રાખેલાં ટાગોર પ્રસાદી રૂપ 'કુરબાનીની કથાઓ,' અર્ધબંગાળી ને અર્ધસોરઠી લોકસાહિત્યની પ્રસાદી રૂપ 'ડોશીમાની વાતો' અને થોડીક સોરઠી વાતો સાથે લેતા આવ્યા. એમના પુસ્તક-પ્રકાશનના શ્રીગણેશ 'કુરબાનીની કથાઓ'થી થયા અને સોરઠી લોકસાહિત્યના શ્રીગણેશ થોડા માસ બાદ પ્રકટ થયેલ 'સૌરાષ્ટ્રની રસધાર : ભાગ પહેલો'થી થયા.

એક બાજુ સૌરાષ્ટ્રની રસધાર, રઢિયાળી રાત, ચૂંદડી, સોરઠી બહારવટિયા, હાલરડાં, સોરઠી સંતો અને દાદાજીની વાતો રૂપે સોરઠી સાહિત્યનું સંશોધન પ્રકટ થતું રહ્યું. સાથોસાથ રાણો પ્રતાપ, શાહજહાં વગેરે બંગાળી સાહિત્યનો તેઓ અનુવાદ આપતા ગયા; સળગતું આયર્લેંડ અને એશિયાનું કલંક વગેરે ઇતર રાષ્ટ્રના મુક્તિસંગ્રામો આલેખતા ગયા ને નરવીર લાલાજી, સત્યવીર શ્રદ્ધાનંદ વગેરે જીવનચરિત્રો આપતા ગયા.

૧૯૨૬માં પત્રકારી જંજાળથી કંટાળીને થોડો સમય ભાવનગર રહ્યા. એ દરમ્યાન વેણીનાં ફૂલનાં બાળગીતોથી કાવ્યની દિશામાં પગલીઓ પાડી.

૧૯૨૮માં એમને લોકસાહિત્યના એકનિષ્ઠ સંશોધન માટે રણજિતરામ સુવર્ણચંદ્રક પ્રદાનનું સૌથી પહેલું માન મળ્યું. ૧૯૨૯માં સ્વ. ડૉ. સર જીવણજી મોદીના પ્રમુખપદે જ્ઞાનપ્રસારકમંડળીના આશ્રયે છ વ્યાખ્યાન આપ્યાં.

૧૯૩૦નો સમય આવ્યો ને એમણે રણઘેલુડા યુવાનો માટે 'સિંધુડા'નાં યુદ્ધગીતો આપ્યાં ને સરકારે એ જપ્ત કર્યાં. ભળતા જ નામે સરકારે એમને પરહેજ કર્યા ને બે વરસની સજા કરી, સાબરમતી જેલમાં મોકલ્યા. ૯ માસની સજા ભોગવી સંધિ થતાં છૂટ્યા.

ગોલમેજીમાં લંડન જવું કે ન જવું–એવાં ગાંધીજીનાં મનોમંથન આલેખતી એમણે કાવ્યત્રિપુટી રચી ને ગાંધીજીને મુખે એમને 'રાષ્ટ્રીય શાયર'નું બિરૂદ મળ્યું.

આ દરમ્યાન એમણે 'ચિતાના અંગારા' રૂપે સ્વતંત્ર નવલિકાઓ લખવી શરૂ કરી. એ સમયના સાહિત્યક 'ફૂલછાબ' સાપ્તાહિકમાં 'જેલ ઑફિસની બારી' વગેરે સાહિત્યલેખન તેમ જ અન્ય વાર્તાલેખન ચાલતું હતું.

૧૯૩૨માં એમનાં પ્રથમ પત્ની દમયંતીબહેને બોટાદ મુકામે અગ્નિસ્નાન કર્યું. જીવનમાં કારમી ચોટ લાગી અને મુંબઇ રહેવા ગયા. ત્યાં ૧૯૩૪માં નેપાળી બાઇ શ્રી. ચિત્રાદેવી સાથે બીજું લગ્ન કર્યું.

શ્રી. અમૃતલાલ શેઠે 'જન્મભૂમિ' દૈનિક શરૂ કર્યું હતું, તેમાં 'કલમ–કિતાબ' નામે સાહિત્ય વિભાગ એમને સોંપવામાં આવ્યો. સાહિત્યમાં વિવેચનનાં પ્રથમ પગલાં માંડતાં એમણે નિરંજન, સોરઠ તારાં વહેતાં પાણી વગેરેથી સ્વતંત્ર નવલકથાઓ લખવી શરૂ કરી. શેણી–વિજાણંદની વાર્તા, લાડકવાયો, તને આવડી લાલપ વગેરેની પોતે રેકર્ડો ઉતરાવી.

૧૯૩૬ માં રાણપુર પાછા 'ફૂલછાબ'ના તંત્રીપદે આવ્યા. અહીં એમણે પત્રકારત્વમાં વિશિષ્ટ ભાત પાડવાની સાથે વેવિશાળ, તુલસીક્યારો વગેરે સામાજિક નવલકથાઓ લખી ને સમરાંગણ, રા'ગંગાજળિયો, વગેરે ઐતિહાસિક નવલકથાઓ લખી. લોકસાહિત્ય વગેરે પુસ્તકોથી પોતાનું લોકસાહિત્ય અંગેનું વિવેચન લખાણ પ્રકટ કરવાની શરૂઆત કરી.

૧૯૪૨ સરકારે 'ફૂલછાબ' જપ્ત કરતાં 'મરેલાંનાં રૂધિર—' વગેરે પુસ્તિકાઓથી ફૂલછાબ પ્રકાશન શ્રેણી શરૂ કરી. 'લોકસાહિત્ય પગદંડીનો પંથ' નામે સ્વ. રા. બ. કમલાશંકર સ્મારક વ્યાખ્યાનમાળા સૂરતમાં આપી.

૧૯૪૫ માં 'ફૂલછાબ'માંથી નિવૃત્તિ લીધી અને સાહિત્યસર્જનમાં જ રોકાયા. રવીન્દ્રવીણાને નામે ટાગોરનાં રૂપાંતર-ગીતો આપ્યાં અને રવિશંકર મહારાજના જીવનપ્રસંગો રૂપે માણસાઈના દીવા લખ્યું. એ પુસ્તકને ૧૯૪૬ના શ્રેષ્ઠ પુસ્તક તરીકે મહીડા પારિતોષિક મળ્યું. રાજકોટ મુકામે મળેલ ગુજરાત સાહિત્ય વિભાગના વિભાગીય પ્રમુખ તરીકેનું માન મળ્યું.

છેલ્લે છેલ્લે 'સોરઠી સંતવાણી'ને નામે સોરઠી ભજનસાહિત્યના સંશોધનનું પ્રથમ પુસ્તક પૂરું કર્યું, ત્યાં અચાનક ૫૦ વરસની ઉંમરે બોટાદ મુકામે ૧૯૪૭ ના માર્ચની ૯ મીની રાતે હૃદયરોગના હુમલામાં અવસાન પામ્યા.

# સ્વર્ગસ્થનો સર્જનકાલ

| વરસ : | નામ : | સંખ્યા. |
|---|---|---|
| ૧૯૨૨ | કુરબાનીની કથાઓ. | ૧ |
| ૧૯૨૩ | સૌરાષ્ટ્રની રસધાર : ૧, ડોશીમાની વાતો, રાણો પ્રતાપ, એશિયાનું કલંક, સળગતું આયર્લેંડ. | ૫ |
| ૧૯૨૪ | સૌરાષ્ટ્રની રસધાર : ૨, શાહજહાં, રાજરાણી. | ૩ |
| ૧૯૨૫ | સૌરાષ્ટ્રની રસધાર : ૩, રઢિયાળી રાત : ૩ | ૨ |
| ૧૯૨૬ | સૌરાષ્ટ્રની રસધાર : ૪, રઢિયાળી રાત : ૨, વેણીનાં ફૂલ, મિસરનો મુક્તિસંગ્રામ. | ૪ |
| ૧૯૨૭ | સૌરાષ્ટ્રની રસધાર: ૫, સોરઠી બહારવટિયા : ૧, રઢિયાળી રાત : ૩, કંકાવટી : ૧, દાદાજીની વાતો, નરવીર લાલાજી, સત્યવીર શ્રદ્ધાનંદ, હંગેરીનો તારણહાર. | ૮ |
| ૧૯૨૮ | સોરઠી બહારવટિયા : ૨, ચૂંદડી : ૧, સોરઠી સંતો, હાલરડાં, સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં. | ૫ |
| ૧૯૨૯ | સોરઠી બહારવટિયા: ૩, ચૂંદડી : ૨, ઋતુગીતો. | ૩ |
| ૧૯૩૦ | સિંધુડો, સોરઠી ગીતકથાઓ, કિલ્લોલ. | ૩ |
| ૧૯૩૧ | ચિતાના અંગારા : ૧, ચિતાના અંગારા : ૨. | ૨ |
| ૧૯૩૨ | સત્યની શોધમાં, આપણા ઉંબરમાં, વર્તમાન યુગના બહારવટિયા. | ૩ |
| ૧૯૩૩ | પીડિતોનાં ગીતો, વંઠેલાં ને બીજી નાટિકાઓ, સોરઠને તીરે તીરે. | ૩ |
| ૧૯૩૪ | પ્રતિમાઓ, જેલઓરીસની બારી. | ૨ |

| | | |
|---|---|---|
| ૧૯૩૫ | યુગવંદના, પલકારા, ધૂપછાયા, વેરાનમાં. | ૪ |
| ૧૯૩૬ | નિરંજન, કંકાવટી : ૨. | ૨ |
| ૧૯૩૭ | સોરઠ તારાં વહેતાં પાણી, વસુંધરાનાં વહાલાં દવલાં. | ૨ |
| ૧૯૩૮ | સમરાંગણ, અપરાધી, પુરાતન જ્યોત. | ૩ |
| ૧૯૩૯ | રા' ગંગાજળિયો, વેવિશાળ, લોકસાહિત્ય, બીડેલાં દ્વાર, ઠક્કર બાપા. | ૫ |
| ૧૯૪૦ | ગુજરાતનો જય : ૧, તુલસીક્યારો, એકતારો. | ૩ |
| ૧૯૪૧ | મેઘાણીની નવલિકાઓ : ૧–૨ | ૨ |
| ૧૯૪૨ | ગુજરાતનો જય : ૨, મરેલાંનાં રૂધિર ને–, આપણું ઘર, આપણા ઘરની વધુ વાતો, અકબરની યાદમાં, પાંચ વરસનાં પંખીડાં. | ૬ |
| ૧૯૪૩ | પ્રભુ પધાર્યા, રઢિયાળી રાત : ૪, લોકસાહિત્ય : પગદંડીને પંથે, બાપુનાં પારણાં, ધ્વજમિલાપ, આપણો મહાવીર પડોશી. | ૬ |
| ૧૯૪૪ | રવીન્દ્રવીણા, ધરતીનું ધાવણ, પરિભ્રમણ, દયાનંદ સરસ્વતી | ૪ |
| ૧૯૪૫ | રંગ છે બારોટ, લોકસાહિત્યનું સમાલોચન. | ૨ |
| ૧૯૪૬ | માણસાઇના દીવા, પરકમ્મા, વિલોપન, સાંબેલાના સૂર. | ૩ |
| ૧૯૪૭ | સોરઠી સંતવાણી, કાળચક્ર, છેલ્લું પ્રયાણ. | ૩ |
| ૨૬ | | ૯૦ |

## 'હું પહાડનું બાળક'

### લે : સ્વ. ઝવેરચંદ મેઘાણી*

'હું પહાડનું બાળક છું. મારા વડવાઓનું વતન ભાયાણીનું બગસરા. આજે તો ત્યાંથી ગિરનું જંગલ કપાતું કપાતું ઘણું દૂર ગયું છે, છતાં એક દિવસ એ ગરકાંઠાનું ગામડું લેખાતું. અને મારું જન્મસ્થાન છે કંકુવરણી પાંચાલ ભોમનું કલેજું ચોટીલા. ચામુંડી માતાના ચોટીલા ડુંગરની લગભગ તળેટીમાં એજન્સી પોલીસના એ વેળાના અઘોર વાસ લેખાતા થાણામાં મારો જન્મ થયેલો. મારા મોટેરા ભાઈઓએ મને એ બચોળિયાની દશામાં છાતીએ તેડી તેડી ડુંગર ફરતા આંટા લેવરાવેલા છે. પાંચાળનું ધાવણ તો હું સવા મહિનો જ ધાવી શકેલો. પિતાની બદલી થઈ ગઈ.

*

રાજકોટ જવું મને જેટલું ગમે છે તેટલું બીજે કોઈ ઠેકાણે જવું નથી ગમતું. આવા આકર્ષણનું સબળ કારણ છે. રાજકોટ મારી બાલ્યાવસ્થાની લીલાભૂમિ છે. એથી આઠ વર્ષનો હું રાજકોટમાં થયેલો. શ્રીફળ લઈને સદરની તાલુકા સ્કૂલે હું પહેલવહેલો ભણવા બેઠેલો. રાજકોટ જાણે મારી જન્મભૂમિ હતી. કેમકે રાજકોટની પૂર્વેનું એક પણ સ્મરણ મારી પાસે છે નહિ. સમજણા જીવનનું પ્રથમ પ્રભાત રાજકોટમાં પડ્યું.

---

* સ્વ. ઝવેરચંદ મેઘાણીએ સ્વહસ્તે લખેલાં એમનાં જીવનસંભારણાં : 'ફૂલછાબ', એમનાં પુસ્તકો તેમ જ અન્ય લેખોમાંથી સંકલિત.

જ્યારે જ્યારે રાજકોટ જાઉં છું ત્યારે હજુ યે મને વધુમાં વધુ મન એ જગ્યાઓ જોવાનું થાય છે કે જેની સાથે મારું શૈશવ સંકળાયું છે. સદરને એક છેડે આવેલા હવાલદારને રહેવાના બે ઓરડાના ઘરમાં મારા પિતાનું દશ માણસોનું કુટુંબ પંદર રૂપિયા પર રહેતું હતું. તે ઘર દૂરથી જોઉં છું ને અંદર જવા લોભાઉં છું. મારો એક નાનો ભાઇ કોઇ સિપાહીને ઘેર સત્યનારાયણની પૂજા વખતે શંખ ફૂંકાતાં ચમકીને તાવમાં સપડાઈ મૂએલો. તેનું પાટલે સૂતેલું શબ અને ઘીનો દીવો આજે ચાલીસ વર્ષે પણ તાદ્દશ થાય છે. શહેનશાહ સાતમા એડવર્ડની તખ્તનશીની વખતે જ્યુબીલીમાં દીપમાળા પ્રગટેલી. તેના કાચના ગ્લાસ રાત્રીએ ચોરીને ઉપાડી ગયાનો આનંદ પુનર્જીવિત બને છે અને પુણ્યશ્લોક લાખાજીરાજ કુંવરપદે હતા તે વખતના તેમના પાતળિયા દેહની જીમખાનાના મેદાન પર ક્રિકેટ–રમત તેમ જ તેમના કાનમાંથી ચમકતી હીરાની ચુની ચોક્કસ જોયેલી મને યાદ આવે છે.

એવું ઘણું ઘણું યાદ આવે છે. મરી ગયેલાં ભાઇબહેનો, કૌટુંબિક દુઃખ પામેલા દાદા અને મોટા ભાઈઓ, સોળ શેરની બંદૂકડી ઉપાડી પરેડમાં જતા, દૂર દૂરને નાકે રાત્રે રોનો ફરતા તેમ જ આગો ઓલવવા બળતી ઈમારતો ઉપર ચડતા સિપાહીગીરી કરતા મારા સ્વ. પિતા, તેમના સાથીઓ, દ્વેષીઓ, તેમની સંકડામણો, અને એવી સંકડામણોમાંથી તેમને ઉગારી ઊંચકી લેનાર ગોરા સ્ટ્ટર સાહેબ યાદ આવે છે.

સ્ટ્ટર સાહેબ રાજકોટ આવી ગયા એ અમારા ખબરપત્રીએ મોકલેલા ખબર વાંચીને હું ચમકેલો.

સ્ટ્ટર સાહેબ! કાઠિયાવાડ એજન્સી પોલીસના ચાલીશ વર્ષ પૂર્વેના ઉપરી હજુ જીવે છે? એટલુંજ નહિ, પણ પોતાની હાકેમીના અર્ધી સદી જૂના સ્થાનમાં જૂની સ્મૃતિઓ લઈને જાતે મહેમાન બને છે?

સૂટર સાહેબ! મારી ચાર વર્ષની બાલ્યાવસ્થાનું એ એક પ્રિય સ્મરણુ: મારા મન પરથી ભૂંસાયેલી એની છાપ: મારા ઘરમાં ત્રીશ વર્ષથી ટીંગાતી સૂટરની આ તસવીર મારી માતાએ હજુ પણ લટકતી રાખી છે!

મારા પિતા મને સાંભરશે ત્યાંસુધી મને સૂટર નહિ વિસરાય. સૂટર સાહેબની નીચેના એક અદના સિપાહી મારા વણિક પિતા: બીલખા નાજાવાળા કેસમાં સૂટરની સાથે હતા. થાણુગાલોળ ખૂન કેસમાં હતા.

સૂટર સાહેબનું નામ પડે છે ને ભૂતકાળમાંથી સ્મૃતિઓની દોટાદોટ આવે છે: કરડા, ખૂની આંખોવાળા બીલખા દરબાર નાજાવાળા: એ સ્ત્રીઓને ઠાર મારી, ત્રીજી પટારા નીચે લપાઇ ગઇ: નાજાવાળા પર મુકર્દમો: અહમદનગરમાં કાળું પાણી: મોત થતાં મુર્દાને આંહીં લાવ્યા: ગંધાઈ ગયેલો દેહ: પેટી ઉઘાડતાં જ બાઈઓ ખસી ગઇ. વગેરે મારા ઘરમાં મંડાતી વાતો.

સૂટર સાહેબ! નાજાવાળા કેસમાં ફિરોજશા મહેતાએ જેને 'સોરઠનો રાજા' કહ્યો હતો: કટાક્ષ હશે. છતાં સાચી વાત: એજન્સી પોલીસની સ્થાપના મેકે સાહેબથી થઈ—પણ એનો કડપ, એનો દમામ, એનો શિસ્ત, અને ખૂની કાઠિયાવાડના ચમરબંધીઓને પણ ધૂળ ચાટતા કરવાની એની ખુમારી પાનાર તો સૂટર સાહેબ.

સૂટરની વિદાય: પોલીસની ટી–પાર્ટી: એક પછી એક નિરક્ષર પોલીસ પાસે સૂટરે કવિતા ગવરાવી: કોઇએ ગાયું 'છજાં જાળીઆં'ને કોઈએ ગાયું 'ભેખ રે ઊતારો!' મને યાદ છે–છ વર્ષની વયની એ કૂણી સ્મૃતિ.

સૂટર સાહેબ!–ફરીથી કેટલે વર્ષે મને એ નામ યાદ કરાવનાર સોરઠી બહારવટીઆના કથા સંગ્રહો: સૂટર ધ્રાંગધ્રાના પોલીસ ઉપરી: વાગડના મિંયાણા બહારવટિયા જુમલા ગંડને માર્યો.

સૂટરના વફાદાર, માથું મૂકીને એની ભયાનક ખુન-તપાસમાં સાથ પૂરનારા જૂના પોલીસ અધિકારીઓ–કેટલાય મરી ખૂટયા. જૂનામાંથી બેઠા છે–પંથકી સાહેબ અને એમ. પી.

એમ. પી. ( મોહનલાલ પોપટભાઇ ) વાતો કરતા કે સૂટરની ઓફીસમાં એની નિમણૂક--એની જુવાન વય—લખવામાં કાંઇક ભૂલ–ને વાત્સલ્યવંતા સૂટરે મીઠો ઠપકો આપ્યો : 'I have added one more idiot to my office !'

સૂટરના શાસનકાળમાં ભરતી થયેલ એ બ્રાહ્મણ વાણિયા ને મિંયાણા પોલીસોની એકસરખી ખુમારી, જોખમોની બરદાસ્ત, સંકટસાહસોથી મસ્ત બનેલો જીવન--કાળ......સિપાહીગીરીને પુનર્જીવિત કરનારો એ સૂટરનો કાળ.

એ તમામ વાતાવરણથી હું જ્યારે મારી 'સોરઠ તારાં વહેતાં પાણી'ની કથા દોરી રહ્યો હતો, તેમાં પણ વિશેષે કરીને જ્યારે સૂટર સાહેબની સ્મૃતિઓમાંથી હું એક પ્રિય પાત્ર ખડું કરી રહ્યો હતો, ત્યારે મને ખબર પણ નહોતી કે સૂટર જીવતા છે. સ્વપ્ન પણ નહોતું કે સૂટર કાઠિયાવાડમાં એની બુઢ્ઢી પાંપણોના નેત્રભાર પર છાજલી કરીને જૂના અવશેષોની ઝાંખી કરવા આવી ચડશે.

*

બાલ્યાવસ્થાના દિનો પછી તો રાજકોટ મેં ઘણાં વર્ષે જોયું હશે. આજે કવચિત જ જોઉં છું. પણ એનું વશીકરણ વધતું જ ચાલ્યું છે. એ વશીકરણે મારી સર્જનસૃષ્ટિ પર પણ ઊંડી અસર પાડી છે. 'સોરઠ તારાં વહેતાં પાણી' નામની મારી લાંબામાં લાંબી નવલકથામાં એ રાજકોટને મેં

મુખ્ય પાત્રોની લીલાભૂમિ તરીકે ૧૯૩૯માં આલેખ્યું છે. આલેખન કરતી વેળા હું એ ચાલીસ વર્ષના રાજકોટમાં કેવળ નાનો શિશુ બની જઈ ફરી વાર ફરતો હતો, એટલું જ નહિ પણ એની માટીને પણ જાણે કે સૂંઘતો હતો. એ વાર્તામાં રાજકોટ જ 'છવાઈ ગયું છે. આજનું પલટી ગયેલું રાજકોટ મને તો એનું એ જ લાગે છે. મીઠા-બોલી હાલારી બોમ એની એ છે. વિનોદપ્રેમનાં હૃદયઝરણાં હજુ વહે છે. ભયાનક જુલમગારીઓ 'વરસી ગયા પછી પણ રાજકોટનો પ્રાણ અગાઉ જેવો જ રસિક રહ્યો છે.

*

આ કોનોટ—હોલઃ

નાનપણમાં કુટુંબીજનોના મેળા સાથે હું અહીં આવતો, રાજાઓની આ મોટી મોટી તસવીરો સામે તેમ જ તેમની વચ્ચે ઉપર અને નીચે ગોઠવેલા શસ્ત્રાયુદ્ધો સામે હું તાકીતાકીને જોઈ રહેતો. આ દાઢીવાળા ને મૂછાળા સમશેરધારી રાજવીઓની કદાવર ચિત્રાકૃતિઓ મારા નાનકડા હૃદયને ડારીડરાવી, પોતાના મૂંગા પ્રભાવે સ્તબ્ધ કરી દેતી.

અહીં તો દબદબાભર્યા રાજવીદરબારો ભરાતા. મુંબઈનો ગવર્નર અહીં આવતો ત્યારે જંકશનની સડકે હું પણ બધાં છોકરાં જોડે કોઈ બંગલાની વંડી પર બેઠો બેઠો એ ભીડાભીડમાં રાહ જોતો. ગવર્નરની આગળ આગળ આવતી સોલ્જરોની પલટન મને યાદ આવી ગઈ. અચરજ તો એ હતું કે ગવર્નર સાહેબ જે ઘણા ઘોડાની ગાડીમાં બિરાજતા તે ઘોડાની પીઠ પર પાછો અકેક સોલ્જર બેઠેલો હતો. કેટલું મોટું વિસ્મય! આવું એક મહા વિસ્મય મારી બાલસ્મૃતિના ખૂણામાં પડયું છે! અને ત્યાં ચકચકી રહ્યાં છે એ ઘોડેસવાર સોલ્જરોનાં માથાં પરના સફેદ ટોપની ટોચે સોનાનાં પીળાં પીળાં અણીદાર ટોપકાં.

આવી કૈંક સવારીઓ બતાવવા શિક્ષકો નિશાળમાંથી બારોબાર

લઇ જતા. અમે તાળીઓ પણ પાડી હશે, ગવર્નરોનાં સ્વાગતના શોભાશણગારો પણ બન્યા હઇશું, પણ મને તો એ બધાની સાથે મીઠામાં મીઠું સ્મરણ થાય છે મીઠાઇના એકાદ પડાનું. એ મીઠાઇના પડાની સ્મૃતિને અપમાન દેવાનો આજે પણ કોઇનો અધિકાર નથી.

ગવર્નરનું આગમન, ગાડી ખેંચતા ઘોડા ઉપર બેઠેલા સોલ્જરોનાં શિર–ટોપકાં કે મીઠાઇનો પડા, એ બધાં કરતાં એક આકર્ષણ મારા અંતરમાં વધુ પ્રબળ બની રહ્યું છે—આ કોનોટ હોલમાં ગવર્નર સાહેબની નિગાહ સામે ભરાતા દબદબાભર્યા રાજવીદરબારોને જોવાનું. પેલી મોટી તસવીરોમાં બેઠેલા અડીખમ ઠાકોરો માયલા ઘણાય તે કાળે હૈયાત હતા. તેઓ પણ જે દરબારમાં બકરી જેવા બની તાબે-દારીની વિધિ ભજવતા હશે તે દરબાર કેવો જોવા જેવો હશે? એ તો ન જોઇ શકાયું, પણ મારું બાળમન એક વાતે બહુ હરખાતું, કે અમુક ઠાકોરસાહેબ ઠરાવેલા સમયથી એક જ મિનિટ મોડા પડતાં તેની ચાર કે છ ઘોડાળી ગાડીને અદના એક એજન્સી પોલીસે જયુબીલી બાગના દરવાજે રોકી પાડેલી.

આ વાત ખરી હો યા ન હો, મારા બાળમાનસમાં એક વાત—એક ન ખેસવી શકાય તેવા સત્યરૂપે જડ ઘાલી ગઇ છે. એજન્સીનો સામાન્ય પોલીસ ચમરબંધી રાજવીઓ પર પણ આટલો કડપ દાખવી શકતો એ વાતનું મને સાચુંખોટું યે ગુમાન રહી ગયું છે. કારણ? શું હું એક એજન્સી પોલીસનો પુત્ર હતો માટે? એક કેન્દ્રસ્થ સત્તા પોતાના નાના એવા નોકર દ્વારા પણ આ શીખળવીખળ રાજવી–હકુમતો પર શાસન કરી શકતી તેવા કોઇ રાજદ્વારી ડહાપણને દાવે? ન કહી શકું. એ વૃત્તિને કોઇ કારણોની જરૂર નથી. કોને ખબર છે, બહારના માણસોની હાજરીમાં કે ગેરહાજરીમાં, માતાપિતા કે મોટેરાં ભાઇબહેનો પણ નાનાં બાળકોની જે પટકી રોજ ઊઠીને પાડતાં હોય

છે તેના જખમની વૈરની જ લાગણીને બાળક આ રીતે જગતમાં બનતા પારકા તેજોવધના બનાવોથી તૃપ્ત કરતું હશે.

*

ગિર–નાકા પરનું એ લાખાપાદર નામનું પોલીસ આઉટપોસ્ટ. આ સંસ્કારહીન અને કોઇએ નહિ ઘડેલા શૈશવનું એ પ્રકૃતિ–પારણું હતું. એજન્સી પોલીસનાં માણસો લાખાપાદર થાણે બદલી થતાં ધ્રૂજી ઊઠતાં, એને કાળું પાણી સમજતાં. ત્રીસ માઇલ તો જ્યાંથી તે કાળે રેલ્વે વેગળી, શાકપાંદડું પણ જ્યાં સોગંદ ખાવા ય ન જડે, પાણી જ્યાં ગિર-ઝાડવાંનાં ઝેરી મૂળિયાં ગળેલાં પીવા મળે, નિશાળ ને દવાખાનું જ્યાં નામનાં, વસ્તી જ્યાં કાઠિયાઇ –છોતાં બની ગયેલી, વેપારી જ્યાં સાડાએ: એવા, દોષિત નોકરને સજા રૂપે મોકલવા માટે વપરાતા લાખાપાદર થાણાનું આકર્ષણ મારાં બાળ–ચક્ષુઓમાં ઊલટા જ પ્રકારનું હતું.

અંગ્રેજી બીજા ધોરણથી જ જેણે એક અગિયાર વર્ષના બાળકને માવતરથી ઉતરડીને વીસ માઇલ વેગળો અભ્યાસ માટે ફગવી દીધો હતો, પારકાં ઘરના ટુકડો રોટલાનો અને પૂરું છાલિયું પણ નહિ એટલી છાશનો ઓશિયાળો કરી મૂકયો હતો, તે જ આ લાખાપાદર થાણું, એ પરઘરાવલમ્બી બાળકને માંદગીના કે લાંબીટૂંકી રજાના દહાડા આવતાં, ગાય વાછરુને ખેંચે તેમ ખેંચતું. અને પાણીના પ્રવાહ વચ્ચે આવતાં કદી કદી બેસી જનારા ટારડા ટટુ પર અગર તો ઊઠતાં તેમ જ બેસતાં અસવારના શિશુ–શરીરને શીર્ષાસનની તાલીમ આપતા ઉસ્તાદ સરીખા અઢાર–વંકા ઊંટની પીઠ પર જ્યારે બેસીને આ અગિયાર વર્ષનો પરજીવી બાળક એક પછી એક ગામડાં પાર કરીને આવતો હતો–એ જામકું, શીલાણું, શેત્રુંજીની આભઊંચી ભેખડ –ટોચે કોઇક ધક્કો મારે ને નીચે જઇ પડે એવું જણાતું એ ભથ્થ,

એ દરબારસાહેબનું ગામ હસા, દહીડા, ગરમલી...ત્યાં તો આઘેરી ધરતી ઉપર, ઘટાદાર વૃક્ષોની લેલુંબ, હરિયાળીના એક વિસ્તીર્ણ કુંડાળાની વચ્ચે, વેરાન સૂકા જમીન-ટુકડા પર ઊભેલાં થોડાંક ચૂનાબંધ ખોરડાં દેખાય, પછી શેલ નદીના જળઘુઘવાટ સંભળાય, ઊંટ કે ઘોડું લગભગ ઊંધે માથે થઈને નીચે ઊતરે એવા એ નદી પાર કરવાના ઊંટવઢ આરામાં તો પગ મહામહેનતે પેધડામાં રહે, અને કૈંક બળદોને તોડી નાખનારી તેમ જ કૈંક ઊંટિયાઓને લપસાવી ભાંગી નાખનારી એ શેલ ભયંકર છતાં રમ્ય ભાસે.

આ લાખાપાદર થાણું, જેની ઊંચી ભેખડ પર એ ઊભેલ છે તે વસમો વેંકળો ચમનિયો, અને બીજી તરફ જરાક ખસીને છુપાઇ જાણે ઘૂમટો કાઢીને વહેતી ગૌમુખી ગંગા—

આજ સાંભરે છે એ શૈશવનાં નિસર્ગાશ્રયો. એક તો એ કારણે કે શિશુ-કાળની નધણીઆતી, લાલનવિહોણી અને ગૃહકલહની મૂંગી મુરઝાતી લાગણીઓને કોમળ શીતળ સ્પર્શ કેવળ આ ગિરપ્રકૃતિ તરફથી જ મળતો હતો; અને બીજા એ કારણે કે બીજી વાર જ્યારે હું બી. એ. માં ભણતો હતો ત્યાર વેળાનું પિતા-ધામ બનેલું આ લાખાપદર હરહંમેશ, રાત્રિ ને દિવસ બહારવટિયા રામવાળાને ભણકારે ધ્રૂજતું હતું. વાવડી ને ધારગણી, રામભાઈનાં વતન-ગામ. એ તો લાખાપાદરને અડીને ઊભાં હતાં. હું જ્યારે મારાં પોથાં વાંચવામાં પડ્યો હતો ત્યારે, બેઠી દડીના અને એકવડિયા છતાં કસાયેલ બદનના પિતા ઘોડાની પીઠ પર બહારવટિયાની સામેના બંદોબસ્ત નિમિત્તે ભાટકતા હતા. કૈંક જવાંમર્દ અને જાખી ( ડાઘા જેવા ) મોટા અમલદારોની ત્યાં થતી આવજા, ત્યાંથી પછી હેટના પોશાક કાઢી નાખીને, રામભાઈ ક્યાંક ભેટી જાય તો સામાન્ય સપાઈમાં

ખપવા માટે માથા પર બાંધી લેવાતા ખાખી સાફા, રામભાઈ ઉગમણાં ગામડાં ધમેડતો હોય ત્યારે આથમણી કૂચકદમ કરી જતી મોટી ગાયકવાડી ટુકડીઓ–અને બાપુ ઘેરે આવે ત્યારે જ ' એમને જીવતા જાણી પછી 'આજ તો રામવાળો મળ્યા હતા,' એ વાળી એમની કનેથી ઊંચે શ્વાસે સાંભળેલી વાતો :

૧૯૧૪–૧૫નાં એ વર્ષો યાદ આવે છે, અને વેકેશન ખૂટી જતાં ફરી પાછા કોઈક ઘોડીની કે ઊંટની પીઠ પર, લપસણી બિહામણી તો યે શિશુહૃદય–સોહામણી શેત્રુંજીને સામે પાર, સપાટ ખૂમચા જેવી ભોમકા પર વહેતું થતું વાહન, પાછળ ફરીફરીને કેટલીય વાર નિહાળેલાં એ ચૂનાબંધ ખોરડાં, ફરી પાછાં બીજા માર્ગે આવતાં રંક અને રોટીવિહોણાં એ ગામડાં–એ માણાવાવ, પાદરગઢ, હાલરિયું, હૂલરિયું, ફરી પાછી ત્યાં યે ભેટતી ને છાનો દિલાસો દેતી મંગળમૂર્તિ ભદ્રવાહિની, પહોળા પટવાળી સુજલા સુફલા સોરઠી શેત્રુંજી :

ઊતરીને પાણી ખોબે ખોબે પીતો, પગ ઝબોળીને ટાઢો થતો—ને સાંજે તો પાછી શરૂ થઈ જતી, પારકા ટૂંબા ખાઈને રોટલો પામતી ઓશિયાળી વિદ્યાર્થીઅવસ્થા. રે ! પાયામાં જોઉં તો કશો જ નક્કર કુલસંસ્કાર, રક્તસંસ્કાર, નગરસંસ્કાર, ધર્મસંસ્કાર નથી જડતો. જડે છે ફક્ત આ શેત્રુંજી, સાતલ્લી અને શેલ શમી નદીઓનાં નીરસમીરણ મારફતનાં થોડાં નિસર્ગલાલન; પણ એટલેથી થોડું આ માનવ–જીવનનું લાકડું ઘાટમાં આવે છે ! બહુ બહુ અણઘડયું રહી ગયું. મોટો દુમેળ મચી ગયો. ખેર ! પેલો રામવાળો તો બાપડો એટલું ય ન પામ્યો. એનો તો આ દુનિયા સાથે કોઈ મેળ જ ન મળ્યો. કાળને પંથે લગનમોડ પહેરીને ચાલ્યો, તો સાથીઓમાં લૂંટારુ–મૈત્રીની નીતિ પણ ન નભી, અને પોતે પ્રારબ્ધને હાટડે મહામોલું

જીવન પાછું દઈને સસ્તું મોત માગી લીધું હતું તો એ મોત પણ કમોત બન્યું. નહિ તો એ રામવાળો પણ શેલ નદીના જ અંકમાં કયાં નહોતો આળોટયો !

*

પાંચાળનું ધાવણ તો હું સવા જ મહિનો પી શકયો હતો. પિતાની બદલી થઈ ગઈ તે પછી તો પાંચાળને મેં ત્રીસ વર્ષે દીઠી. ત્રીસ વર્ષે, સંધ્યાની ઝંખાશમાં; પરંતુ પહાડના મારા સંસ્કાર થોડા થોડા યે પોષાતા રહ્યા તેનું કારણ એ હતું કે મારા પિતા કાઠિયાવાડ એજન્સી પોલીસના એક નાના દરજ્જાના અમલદાર એટલે થાણે થાણે એમની બદલીઓ થતી, ને લગભગ એ તમામ થાણાં—એ ચોક ને દાઠા, ચમારડી અને લાખાપાદર કે કાં કોઈ ગિરમાં, કાં કોઈ પહાડમાં, ભયંકર નદીનેરાંવાળી વંકી ને વિકરાળ જગ્યાઓ ઉપર સ્થપાયેલાં. એ પહાડભેદંતી નદીઓના ઊંડા ધરા ને એ ડુંગરની એકાન્ત ખોપો મારાં બાળપણાનાં સંગાં હતાં. નદીની ભેખડ પરના અમારા નિવાસોની નાની બારીઓમાં થઈને હૂહૂ ! હૂહૂ ! ભૂતનાદ કરતા પવન–સુસવાટાએ મારી નીંદરું ઉડાવી દઈને પહાડોના સંદેશા સંભળાવ્યા છે. ફાગણી પૂનેમની હુતાશણીના ભડકા ફરતા ગોવાળીડા જુવાનો–અરે ઘરડાખખ બેડુ દુહાગીરો પણ સામસામા દુહા-સંગ્રામ માંડતા, તેનો હું બાલભોક્તા હતો. પહાડનો હું બાળ-જીવડો, પહાડનાં ટેટાટીંબરું અને ગુંદાં વગેરે ગળચટા મેવાની માફક જ પહાડની પેદાશરૂપ આ દુહાસોરઠાવાળી કવિતાનો પણ રસિયો હતો. તે પછી તો ઘણાં વર્ષના ગાળો પડયો. ભિન્ન ભિન્ન જાતના સાહિત્યના સંસ્કાર પડયા અને ભીતરની ભોંયમાં જૂનાં રસના ઝરણાં વહ્યાં કરતાં હશે તેની જાણ પણ કયાં હતી? એ પ્રવાહોને કળનાર પાણીકળો ૧૯૨૨માં ભેટયો.

એ એક મિત્ર હતા. એને ઘડપણ ઘેરી રહ્યું છે: એની દૃષ્ટિ ગત સમયના ગાઢ કિલ્લા ઉખેળે છે. ફિલસુફીનું ઊંડું અવગાહન કરનાર એ જીવને 'માણ્યું તેનું સ્મરણ કરવું એ ય છે એક લ્હાણું' એ સ્મરણોની સરવાણીઓ ફૂટી રહી છે: સામસામાં બાલોશિયાં મારીને મસ્તી કરવા જેટલો જેની સાથે પોતાને ગાઢો સંબંધ હતો તે સુહૃદ 'કલાપી' (લાઠી ઠાકોર સુરસિંહજી)ની ઘણી અપ્રગટ રચનાઓને એ સંભારે. તેમાં ય ખાસ તો સાંભરે એના સામતભાઈ ગઢવી. શી સામતભાઈ ગઢવીની કહેણી !

મારા એ વૃદ્ધ વડીલ મિત્ર એ કથાવાર્તાના કોઠાર ગઢવી સામતભાઈને યાદ કરી કરી મને પોતાની શાંત શૈલીએ માંગડા ભૂતની, ચાંપરાજવાળાની એવી કૈં કૈં વાર્તાઓ કહે, દુહા ટાંકતા જાય, વીસરાયેલી કોઈ પંક્તિને પકડવા સારુ જીર્ણ સ્મૃતિનાં ગીચ જંગલો શોધવા લાગે. અકેકેક દુહા ઉપર એની રસના ને કલ્પના કયાં કયાં લગી વળુંભી રહે? એ મારા વૃદ્ધ વડીલ મિત્ર તે હડાળા દરબાર શ્રી વાજસુરવાળા.

૧૯૨૧ની એ પ્રેરણા પછી હું પહાડી સાહિત્ય અને તવારીખ શોધી રહ્યો છું. જૂના યુગને પાછો આવતો જોવાની નાદાન અને વિનાશક ખ્વાયેશ નહિ--જરીકે નહિ–પણ જૂના સોરઠી કાળને પ્રેમપૂર્વક તપાસવા તથા ઓળખવાની પ્યાસ મને સતાવી રહી છે. હું હજુ યે એથી લજવાતો નથી. એના મર્મો ભણી ભણી ઉકેલવા મથું છું. એમાં ભયંકર મીઠાશ અનુભવું છું. જુદેરા જીવનસંજોગોમાં બંદીવાન પડેલા આ દેહને છોડી મારી કલ્પના મમતાભેર કૈં કૈં ખાંભીઓ, ડુંગરમાળો ને દુહાસોરઠાઓ શોધે છે.

*

૧૯૨૨માં હું દિશાશૂન્ય હતો. કલકત્તાની નોકરી છોડીને કાઠિયા-

વાડમાં આવ્યો હતો. સ્થિર થવું હતું. ખેતીના ઉધામા ચડયા. વ્યાપારી સ્વજનો વ્યાપાર તરફ ખેંચવા લાગ્યા. દેશી રજવાડાંની નોકરી પણ બહુ દૂર નહોતી. સહુ કોઈને ભાંગ્યાના ભેરુ જેવી શિક્ષણની નોકરી તો સામે જ ઊભી હતી.

ખરાબે ચડેલા નાવને મારા બેત્રણ લેખોએ બચાવ્યું. અમર રસની પ્યાલી, ચોરાનો પોકાર વગેરે લેખો 'સૌરાષ્ટ્ર' પત્ર પર ગયા, છપાયા અને તે પરથી ભાઈશ્રી અમૃતલાલ શેઠે મારો ડૂબતાનો હાથ ઝાલ્યો.

અમૃતલાલ શેઠને પત્રકાર બન્યા ત્યારે નવ જ મહિના થયેલા. એમના સ્વયંસ્ફુરિત પત્રકારત્વે ગુજરાતમાં નવી ભાત પાડી હતી. સૌરાષ્ટ્ર લેખન-શૈલી આજે જૂની થઇ છે. ચવાઈ ચવાઈ છોતાં જ રહ્યાં છે એનાં; એમાંથી સ્વાભાવિકતાનો આત્મા ગયેલ છે, પણ ૧૯૨૧-૨૨ માં એ શૈલી લોકોને મુગ્ધ કરતી.

આવી નવીનતા ભાઇ અમૃતલાલની કલમમાં કોણે પૂરી હતી? દેશી રાજ્યોની આપખુદી જોડે બાખડનાર લડાયક જુસ્સાએ? મહાસભાની નવપ્રદીપ્ત નિર્ભયતાએ? ના, મને તો લાગે છે કે એ નવીનતા સાહિત્યસેવનમાંથી નીપજી હતી. શ્રી. શેઠ પત્રકાર બન્યા, તે પૂર્વે ઘણા વર્ષના જૂના સાહિત્યસેવી હતા. કવિ પણ હતા-'ચાલો વ્હાલી જગતભરના ભોગમોજો ત્યજી દો!' એ મંદાક્રાન્તા કાવ્યના કર્તા શેઠ છે એવું તો એ કાવ્ય પર અનુરાગ થયા પછી મેં આઠેક વર્ષે જાણેલું. આ સાહિત્યપ્રેમે જ શેઠના પત્રકારત્વને ભાષાવૈભવ, ઊર્મિરંગો અને કલ્પનાયુક્ત કલાવિધાન ચડાવ્યું. એ સાહિત્યદષ્ટિથી જ શ્રી શેઠે પોતાની મદદે પ્રાસાદિક લેખક ભાઇ સુશીલને તેડયા હતા.

હું જોડાયો ત્યારે મેં જોયું કે માટીનાં જીર્ણ ભીંતડા વચ્ચે બેસીને અમૃતલાલ શેઠ અને સુશીલ સૌરાષ્ટ્રનાં પાનાં પર સાહિત્યરંગી

સાથિયા પૂરતા હતા. રોજિંદા અથવા અઠવાડિક દુનિયાના, રાજકારણના કે હરકોઇ ક્ષેત્રના અલ્પજીવી બનાવ ઉપર તે ભાઇઓ સાહિત્યનો ઝરી–કસબ કરતા. તેઓનું આ કસબકામ ખીજડાના ઝાડને છાંયે અને કાગળોની પેટીઓ ઉપર ચાલતું. રજવાડાંનું રાજકારણ પણ પ્રવાસ–પત્રો આદિના રૂપમાં શિલ્પવિધાન પામતું. પહેલા પાના પરની ભાવોદ્ગાર–પ્રથા પણ સૌરાષ્ટ્રે ચાલુ કરી. આંતરરાષ્ટ્રીય આંદોલનો ય સૌરાષ્ટ્રની લાક્ષણિક બાનીમાં બહાર પડતાં. આનું નામ પત્રકારત્વનો Literary Tone: સાહિત્યરંગી તોર.

મને તેડયો હતો સાહિત્યની શાખા ચલાવવા. પણ પત્રકારત્વથી નિર્લેપ રહી શકું તેવી બંધિયાર કૂંડીએ બાંધેલી એ બન્ને પૃથક શાખાઓ નહોતી. હું બેઉ ક્ષેત્રમાં રમણ કરતો થયો. નવો મોહ પાતળો પડી જતાં ક્રમે ક્રમે પત્રકારત્વ મને વેરાનરૂપ લાગ્યું. એ વેરાનમાં રેતીના વંટોળ ચડતા હતા. આંખો અંધી બનતી હતી. પગદંડીઓ નહોતી જડતી. કોને માટે, શાને માટે, કયા લોકશ્રેયાર્થે હું અગ્રલેખો ને નોંધો, સમાચારો ને પત્રો લખતો હતો તેનો આજે વિચાર કરું છું ત્યારે જવાબ ફક્ત એટલો જ જડે છે કે લખવાનું હતું માટે લખતો હતો.

એ વેરાનમાં બત્તી હતી કેવળ સાહિત્યરસની. એના ઝાંખા પ્રદીપે સાચી દિશાનો દોર ન ચૂકવા દીધો. અમૃતલાલભાઇના સાહિત્યલક્ષી પત્રકારત્વે સૌરાષ્ટ્રની મુફલિસ વેળામાં પણ એક સરસ નાનું પુસ્તકાલય વસાવી કાઢયું હતું. અઠવાડિકના હરએક અંકમાં એ પુસ્તકોના વાચન પરથી અકેક બબ્બે સાહિત્યલેખનું શિલ્પ મૂકવાનો એમનો આગ્રહ હતો. એ નિયમ અમારી પાસે પોતે અચૂક પળાવતા. મારા લખેલા એવા લેખો માંહેલો એક લેખ મને આજે પણ યાદ આવે છે. 'એશિયા જાગે છે.' 'Rising Temper of the East'

નામના પુસ્તકનો એ ચાર કટારોમાં પૂરેલો નિચોડ. સૌરાષ્ટ્રની એ નાજુક પુસ્તકશાળા આજે ય મારા હૃદયને રાણપુર તરફ એક આછા પાતળા હીર-તાંતણે ખેંચતી રહી છે.

શુક્ર, શનિ ને રવિ: એ ત્રણ હતા પુસ્તકલેખનના દિવસો, સોરઠી ગીતો-કથાઓને ગોતવા જવાના પ્રવાસ-દિવસો. એ દિવસોનો ય જે ફાલ ઊતરતો, તેના વિવિધ રસવંતા ખંડોનો અમે અઠવાડિકમાં થાળ ભરતા; નાટકોના પ્રવેશો, વાર્તાનાં પ્રકરણો, જગત-ઇતિહાસનાં ઊજળાં પાનાં, મિસર, કોરીઆ, આયરલેન્ડ અને હંગેરીની યશોજ્જ્વલ નવરચનાની તવારીખો: ટાગોર, દ્વિજેન્દ્રલાલ ઇત્યાદિ બંગાળી સાહિત્ય-સ્વામીઓની વાનીઓ: (તેની તો બંગાળી ભાષાના રસિક અભ્યાસી ભાઈ સુશીલે જ પહેલ કરી દીધેલી.)

ચોથે વર્ષે મેં સૌરાષ્ટ્રના પત્રસંપાદનમાંથી મુક્તિ માગી. કેમકે એની અંદર આવશ્યક લેખાતા મતાગ્રહો, દુરાગ્રહો, પૂર્વગ્રહો, ને દાઝેભર્યા આવેગોને સહેવા જેટલું પાકું રીઢું મારું મનોબળ ન બની શક્યું. વેરાનમાં વંટોળા અને આંધીઓ વધતાં જતા'તાં. પ્રચાર-લક્ષી, કેવળ વિઘાતક પ્રચારલક્ષી વિચારદાવાનલની રોશની વધુ ને વધુ આંખો આંજતી હતી. મેં મારી સાહિત્યદીવી લઇને જુદી વાટ ઝાલી.

એ ઝાંખી બત્તીએ મને દશાદોર ચૂકવા દીધો નથી: મારાં ગીતો, વાર્તાઓ અને વિવેચનોનાં નવાં નવાં ફૂટયે જતાં ચાંદરણાંનું પણ મને એ ઝાંખી બત્તીએ જ દર્શન કરાવ્યું. સાહિત્યના પ્રદેશમાં મારું આજનું જે કંઇ સ્થાન છે, જે કેટલીક નવપગલીઓ મારાથી પડી શકી છે, ને હજુ ય જે વણચૂક્યું દિશાપ્રયાણ મારું ચાલુ છે તે બધાની પાછળ પ્રતાપ એ નાની બત્તીનો છે. એ બત્તીને ચેતાવનાર સૌરાષ્ટ્રના પત્રકારત્વની સાહિત્યરંગી જ્યોત.

'સૌરાષ્ટ્ર' બંધ પડ્યું, ને 'ફૂલછાબ' નીકળ્યું. 'ફૂલછાબ'ના સંચા-

લનમાં મને સાથે લેનારા સંચાલક ભાઇઓએ પણ મારી ઝાંખી બત્તીને આદર દીધો. 'ફૂલછાબ'નું કામ કોઇ પણ અમુક વાદના વીજળીપ્રચારની પેટીમાં ન પૂરી દેતાં અમે એનાં પાનાંને મોકળાશ આપી–આપણી માનવતાનાં સર્વ અંગોને સ્પર્શે તેવાં બહુરંગી લખાણો ઝીલવાની. કાળબળે એ ય બદલી ગયું. 'ફૂલછાબ'ને સૌરાષ્ટ્રના રાજરંગોમાં ઝબકોળવાનું ઠર્યું. મેં ખસી મારગ આપ્યો.

કાળસંયોગો મુંબઇ લઇ આવ્યા. હું સિનેમાના ધંધાનાં બારણાં ઠોકતો હતો એવી વાતમાં વિકૃતિ હતી. મારાં ગીતો અને કથાઓને મારા જ કંઠથી પર્દા પર ઉતારવાનો એક પ્રયોગ, એક દિલસોજ ચિત્રપટકાર સ્નેહીની જોડે વિચારી રહ્યો હતો પણ આજે તો એ વિચાર અભરાઇ પર છે. આથી વિશેષ કશું પ્રયાણ મેં ચિત્રપટના પ્રદેશમાં કર્યું નથી. બારણાં ઠોકયાં નથી.

જીવતર પર એક હિમ પડયું હતું. આંગળાંને ય એ હિમે થિજાવ્યાં હતાં. એ હિમ ઉપર મિત્રોનાં સ્નેહ કિરણો ચમકતાં રહ્યાં, ને ફરીથી મારાં છૂટાં થયેલાં આંગળાએ કલમ લીધી. 'પ્રતિમાઓ' ને 'પલકારા'ની વર્તાઓ લખી.

દરમ્યાન અમૃતલાલ શેઠે 'જન્મભૂમિ'ની તૈયારી કરી. 'દેશમાં તને નહિ ગમે, આંહીં કામે લાગી જા.' કહીને એણે મને 'જન્મભૂમિ'ના દૈનિક સંપાદન પર જોડયો. એમાં ય એમણે મારી ઝીણી બત્તી અજવાળી શકે તેટલા પૂરતો જ સાહિત્યખૂણો પકડવાની અનુકૂળતા કરી આપી. કેમકે સૌરાષ્ટ્ર સાપ્તાહિક જેને વેરાન જણાયું તેને દૈનિક 'જન્મભૂમિ'ની મરુદશા તો કેટલી વધુ લાગી જાય!

પણ સ્થિતિ ઊલટી દીઠી. રાજસ્થાની રાજરંગોથી મોકળો પુષ્કળ અવકાશ આ દૈનિકમાં દેખાયો. રોજિંદા સમાચારોના અહીં ખાતેના સંપાદકોએ સાહિત્યપ્રદેશને એકદેશીય ન માન્યો. અહીં પણ પહેલા

દિવસથી માંડીને નાનાં ગીતો, પ્રેરણાત્મક ઉદ્બોધનો, સ્વાનુભવે સૂઝેલી માર્મિક ઘટનાઓ તેમ જ નવનવી વંચાતી ચોપડીઓમાંથી જડતા ચિત્રાત્મક શૈલીના પ્રસંગો દોરી આપવાનું પ્રિય કાર્ય કરવા મળ્યું. દૈનિક અખબારના પંથહીન વેરાનમાં ઝીણી સાહિત્ય-બત્તીએ માર્ગ દાખવ્યા.

ચિત્રપટો—કોઇ કોઇ વાર જોવા મળતાં. (ચિત્રપટો જ જોયા કરવાની લતે ચડયો હતો એ પણ એક ગપ્પ જ હતી.) ને એ હું મારી વિશિષ્ટ દૃષ્ટિથી જોતો. કઇ એ દૃષ્ટિ? 'કલાકારનું વેર' વાંચનારને જણાઈ આવશે. એવાં તો કેટલાંય વિવેચનો જન્મી શકે એવી રહસ્યાવસ્થાઓ અમુક અમુક ચિત્રપટોમાં પડી હોય છે. મેં એ રહસ્યમંથનને મારા સાહિત્યનું એક પ્રિય અંગ માન્યું હતું, ને તેથી જ 'પ્રતિમાઓ' 'પલકારા'નાં જીવનધબકતાં ચિત્રો મેં દોરેલાં.

*

આ દરમિયાન ગોધરા—ઠક્કરબાપાએ જેસાવાડા ગામે ભીલોને માટે રામજીમંદિર ચણાવ્યું તેની ઉદ્ઘાટનક્રિયા હતી. મને તેડાવેલો. જેસાવાડાથી વળતાં ગોધરે મને ત્યાંની સાહિત્યસભા તરફથી ઉતારવામાં આવ્યો ગોધરાની સાહિત્યસભા એટલે તો બિચારા એક ભાઈ—'બાળક' નામના માસિકના તંત્રી, (નામ ભૂલી ગયો છું) સૂર્યાસ્ત સમયે મને ટ્રેનમાંથી ઉતારી એક ગાડીમાં બેસારી, કહે કે તમારો ઉતારો ડેપ્યુટીપોલીસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબને ઘેર છે. હેબતાયો—મનમાં એક એવો સંસ્કાર પડી ગયેલો કે નિમંત્રણ ભલે સંસ્થાનું હોય, ઊતરું હંમેશાં નોતરનાર વ્યક્તિને ઘેર—ગરીબ શ્રીમંત ગમે તે હોઃ ભૂખ કેવળ એના ઘરનો પરોણો થઇને એના કુટુંબપરિવારનો આત્મીય બનીને રહેવાની. એને બદલે આ પોલીસના સાહેબને ઘેર! હશે જીવ! બીજે સગવડ નહિ હોય, ને કાં પોલીસના સાહેબે જાપ્તો રાખવાની બીજી કશી પંચાત ન પડે તે સારું પોતાની નજર સામે રાખવા ધારેલ હશે!

સાહેબને બંગલે પહોંચું ત્યાં તો આનંદ અને આશ્ચર્ય સહ રાહ જોતાં હતાં. એ ઘર પોલીસના સાહેબનું હતું તે કરતાં વધુ તો મારાં વર્ષોનાં આત્મજનોનું હતું. મારા જમાદાર પિતાના મોટા ભાઈ જેવા ઉપરી ફોજદાર ભટ્ટ સાહેબ ત્રિપુરાશંકર, એમનાં પત્ની મણિબા, વઢવાણ કેમ્પની સડક પર એપ્રિલના ધોમ બપોરટાણે નિશાળેથી કજિયો કરતાં કરતાં પાછા ફરતાં જેના ગોઠણની નીચે દબાઇને ભોંય પર પડયાં પડયાં જેનાં મેં બાબરકાં ખેંચી તોબા પોકારાવેલી તે મારો સમવયસ્ક બાળગોઠિયો બાલુભાઈ (આજે કરાંચીમાં ડૉ. કેપ્ટન સી પી. ભટ્ટ છે તે જ) એ બધાં મને ચકિત કરીને ભેટી પડવા ઊભાં હતાં. એમની અંદર હતાં વિધવા કુમુદબહેન.

યાદદાસ્ત આગળ ને આગળ જાય છે—

રાજકોટની પોલીસ-લાઇનની એક ઓરડીઃ ત્યાં એક માંદા મહેમાનઃ કૉડલિવરની એક બાટલીઃ મહેમાનની ચાકરી કરતાં કુમુદબહેનઃ સાતેક વર્ષની મારી વયનું આ સ્મરણ છે. મહેમાન ગુજરી ગયા. જમાદાર ત્રિપુરાશંકર ભટ્ટની મોટી, રૂપાળી, શરમાળી, મીઠાબોલી, જોબનવંતી પુત્રી કુમુદબહેન રંડાણી. તે દિવસનાં જે કુમુદબહેન હતાં તે જ હતાં બગસરા ફોજદાર ત્રિપુરાશંકરને પિતા-ઘેર રહેતાં કુમુદબહેન, ને તે જ હતાં ગોધરાના પોલીસ-ઉપરી સાહેબનો બંગલો અજવાળતાં કુમુદબહેન. ત્રેવીસ-ચોવીસ વર્ષનો આખો સ્મરણપ્રદેશ એ એકનાં એક ગરવાં, હેતવાળાં, હસમુખાં વાતડાહ્યાં, પ્રસન્ન અને પ્રશાંત કુમુદબહેનના લાવણ્યે લળકી રહ્યો છે.

*

હું મને પોતાને ધરતીનું ધાવણ ધાવેલો તેમ જ યુનિવર્સિટીના ખોળામાં ઊછરી મોટો થયેલો માનું છું. કેમકે લોકસાહિત્ય પ્રત્યે મને અભિમુખ કરી લોકસાહિત્યનાં મૂલ્યાંકન શીખવનાર પણ મને યુનિવર્સિટીમાંથી મળેલી કેળવણી છે એ મારી માન્યતા છે. તુલના-

ત્મક અભ્યાસદૃષ્ટિ અને સત્યાન્વેષણની સાન આપણને વિદ્યાલયોમાંથી મળે છે; આપણી ઊર્મિ અને આસક્તિ ભલે જન્મગત હોય. ઊર્મિ અને આસક્તિ એકલાં નકામાં છે. એની વિદ્યુત્ચેતનાને જો વિદ્યાપીઠે દીધેલી વિવેકબુદ્ધિ સાથે જોડીએ તો જ સત્યની યાત્રા કરી શકાય છે.

મારા લોકસાહિત્યના ખેડાણમાં હું વિદ્યાપીઠે દીધેલ વિવેક ઉતારી શક્યો છું તેવી મને શ્રદ્ધા કરાવનાર બે ત્રણ વાતોનો નિર્દેશ અસ્થાને નહિ ગણાય. એક પોતાના અભ્યાસીઓને ગૌરવદાન કરવાનું ગુજરાત પાસે જે એક જ માન છે, તે સ્વ. રણજિતરામ સુવર્ણ-ચંદ્રકનું સૌ પહેલું દાન લોકસાહિત્યના આ ખેડાણને થયું.

વિદ્યાજગતના આભૂષણ સ્વ. ડૉ. સર જીવણજી મોદીના પ્રમુખપદે તેમની જ્ઞાન પ્રસારક મંડળીના આશ્રયે લોકગીતો પરનાં છ વ્યાખ્યાનોનું જે આખું સત્ર સને ૧૯૨૯માં મને સોંપાયું હતું તે છયે વ્યાખ્યાનોની માંડણી આ અભ્યાસભૂમિ પર હતી. લોક-સાહિત્યમાંથી પ્રતિબિમ્બિત થતું, તત્કાલિન સમાજજીવન : એ વિષય પર મુંબઇ યુનિવર્સિટીએ નોતરેલો ને યુનિવર્સિટીનું પારિતોષિક પામેલો જે નિબંધ શ્રી. શંકર કાલેલકરે લખેલો હતો તેની માંડણી પણ મારા પ્રવેશકો અને પુસ્તકો પર થઇ હતી.

વિદ્યાપીઠના ઉપાસક સમૂહ તરફ આવી સંતોષભરી મીટ માંડીને જ અભ્યાસપ્રેમી ગુજરાતને ખોળે મારા જીવનનાં આદ્ય ધ્યેય સમા લોક-સાહિત્યના સંશોધનનો નિષ્કર્ષ મૂકું છું, તે પ્રસંગે મારા મનની ઊંડી વ્યથાભરી એક જ વાત કહી નાખું છું. યથાશકિત મેં મારા એક જ પ્રાંતની લોકવાણીનું આટલું સંશોધન ને દોહન કર્યું. મનોરથ તો ગુજરાતભરના જૂના વાણી-પોપડા ઉકેલવાનો હતો. પણ એ તો મનમાંની મનમાં જ રહી ગઇ. હવે હું યુનિવર્સિટીના

મહાલયમાં વિચરનાર હજારો ગુજરાતી યુવાનોને આ સાદ પાડું છું : કે થોડાક તો નીકળો, કોઈક તો કમ્મર કસો ! આપણાં રાનીપરજ ને કાળીપરજ, આપણા ભીલો ને ધારાળાઓ, આપણી સુવિશાળ રત્નાકર-પટ્ટીના કંઠાળવાસી નાવિકો અને નાખુદાઓ, તેમના પાસે હજુ ય સચવાઈ રહેલી લોકવાણીને વીણી લાવી, યુનિવર્સિટીને દ્વારે હાજર કરો. સાચો સુયશ તો જ ચડશે—આપણને ને આપણી વિદ્યાપીઠને.

*

લોકસાહિત્યને ખેડતાં ખેડતાં આજ ચોવીસેક વરસની અવધ થઈ. પત્રકારિત્વને ધંધાર્થી ખીલે બંધાયા બંધાયા, ગળે પડેલી રસીએ જેટલે કુંડાળે ભમવા દીધો તેટલો પ્રદેશ ખેડી શકાયો. એકધારું અને અવિચ્છિન્ન એ ખેડાણ થઈ શક્યું હોત તો વધુ વાવેતર ન કરી શકાયું હોત? લોકપ્રદેશ જેટલો જોયો તેથી દસવીસ ગણો જોઈ ન શકાયો હોત? ચારણોને, બારોટોને, વાતડાહ્યાં અન્ય માણસોને, રાસડા ગાનારી ને કથાઓ કહેનારી માતાઓને, બહેનોને, તુરીઓને, ભજનિકોને, દરબારોને, મુત્સદ્દીઓને, પોલીસનોકરીઆતોને, ઘાંચીને, મોચીને, માળીને, મીરને, રખેહરને, જેટલાને મળાયું તેના કરતાં પચાસગણી વધુ સંખ્યામાં મળાયું હોત તો આજે ભરાયાં છે તેના કરતાં કેટલાં વિશેષ પાનાં ભરાયાં હોત ! પણ જો પત્રકારત્વની સ્ફૂર્તિ ન હોત તો લોકસાહિત્યનો આ રસ જીવતો રહી શક્યો હોત શું? અભ્યાસની જડતા ન આવી જાત? પત્રકાર-જીવને મારો માનવ-સંપર્ક તેમ જ માનવ-લીલાની માહિતી લીલીછમ રાખી છે. એ જીવન-સામગ્રીની વિપુલ પ્રાપ્તિ જો ન થતી રહી હોત તો એકલી વાણીનો સંગ મને કંગાલ કરી મૂકત, વેદીઓ બનાવત. જૂની અને નવી બન્ને વાણીમાં આજે રમણ કરવું ગમે છે, વાક્યો અને શબ્દો વિધવિધ ધ્વનિઓ ધારણ કરી અંતરમાં અજવાળાં પાથરી રહે છે,

કારણ કે માનવ-સંપર્ક તૂટ્યો નથી. માત્ર વાર્તાના વીરો અને નાટકોના નાયકોથી કામ ન ચાલ્યું હોત. જીવનના મૂંગા વીરો ને નાયકો જોવા સમજવાને મળ્યા છે.

*

પરિશ્રમ—હા, એ મેં કર્યો છે. કદી પણ દિલચોરી રાખી નથી, સહેલાઇથી અને સસ્તે ભાવે સાહિત્ય સર્જાવી નાખવામાં મેં માન્યું નથી. અને એવા સતત પરિશ્રમની વચ્ચે મેં કોઇ પણ બાહ્ય પ્રલોભનને આવવા દીધું નથી. સભાઓનાં પ્રમુખસ્થાનો, જાહેર ચર્ચાઓની વાંઝણી કડાકૂટ, મોખરે સ્થાન મેળવવાની મહત્ત્વાકાંક્ષા, બંધારણો અને વાદોના ઝગડા—એ બધી સાહિત્યના તપોવન પર ત્રાટકનારી અપ્સરાઓના રૂપમાં હું અંજાયો નથી. એને મેં સાહિત્યકારની તપશ્ચર્યાને ધૂળમાં મેળવનાર ગણી છે. એમાં તેઓ જ પડે છે, જેમને પરિશ્રમપૂર્ણ 'ટેમ્પલવર્ક' પાલવતું નથી.

પરિશ્રમ મને પ્રિય છે. પરસેવો પાડીને મેળવેલું પરિણામ જે આવે તે મીઠું લાગે છે. એ પરિણામ જાહેર જનતાને સંતોષે કે નહિ, એ પ્રશ્ન પછી ઊઠે છે. પહેલો પ્રશ્ન તો લેખકના પોતાના સંતોષનો છે. હું એક કામ પુરું કરું છું ત્યારે મારો સંતોષ એ હોય છે કે મારી શક્તિની સમગ્ર મર્યાદા આવી રહ્યા સુધી મેં મહેનત કરી છે. આથી વધુ સારું હું ન જ કરી શક્યો હોત. એ થઇ મારી શક્તિની મર્યાદા.

પણ હું મારી જાતને કદી એમ સમજાવી લેતો નથી કે મારી જાહેરમાં જે પ્રતિષ્ઠા થઇ ગઈ છે તેને આધારે હું જે કાંઇ ઘસડીને ફગાવીશ તે લોકો ચલાવી લેશે. ના, હું જાણું છું કે સાહિત્યકાર અને પત્રકારનું કશું જ લોકો શ્રીપુરાંતે રાખતા નથી અગાઉ તમે ખૂબ અચ્છી કૃતિઓ આપી છે એટલે એકાદ નબળી લોકો નિભાવી લેશે એમ કદી ગણશો નહીં.

એથી ઊલટું, અગાઉ તમે લોકોને જે આસ્વાદ કરાવ્યો હશે તેથી ઉચ્ચ વાચનની લોકો તમારી તરફથી અપેક્ષા રાખીને બેસશે. માટે બહેતર છે કે કંઈ વધુ ન આપો પણ જે કાંઈ આપો તે તમારા ૧૦૦ ટકા શ્રમનું જ, અને તમારો પોતાનો સંતોષ પ્રાપ્ત કરી શકેલું પરિણામ હોવું જોઈએ. પછી શક્તિ જે નવા સીમાડા સર નથી કરી શકતી તે માટે વલખાં પણ શાં? તમારો સ્વધર્મ તમારી શક્તિમર્યાદા તેમ જ જે વર્ગને તમે પહોંચવા માગો છો તેની મર્યાદા નક્કી કરી લેવાનો છે.

હું એવી બન્ને મર્યાદા બાંધી શકયો છું, એટલે દિલને ધક્કા ખાવાના પ્રસંગો ઓછા આવે છે. છતાં લોકપ્રિયતા જેટલી વિશાળ તેટલા પ્રમાણમાં આપણે લોકદષ્ટિની વેધક રોશનીના ભોગ પણ રહેવાના. જે લેખક વિદ્વદ્વર્ગ અને જનસામાન્યનો–બેઉનો સન્માનનીય બને તેને માટે એ બેઉ ઘઉંના દાણાને માટે ઘંટીનાં બે પડો સમાં બની રહે. પ્રામાણિક વિરોધમાં કેટલોક તેજોદ્વેષ પણ કામ કરે. એ ઉપરાંત પત્રકારત્વમાં પડેલા સાહિત્યકારની સામે સાચા ખોટા પૂર્વગ્રહો પણ જન્મે. અને તે બધાની શિરટોચે, સાહિત્યકારના એકલમાર્ગ અને આત્મમગ્ન ચિત્તતંત્રને કારણે એને વિષે ગેર-સમજૂતીઓ જન્મે તેવાં પણ વલણો એનાથી ધારણ કરી બેસાય. લેખનપ્રવૃત્તિમાં જબરા વિક્ષેપ પાડનાં આંચકા આવા કારણથી લાગ્યા જ કરે. મારા સુભાગ્યે એ આંચકા મારા હિસ્સે પ્રમાણમાં ઓછા આવ્યા છે. તેમ છતાં એવા ઘાવ ઝીલી લઈને મૌનનું પાલન કરવાથી મારી માનસિક સમતા સચવાઈ શકી છે. અને એવી સમતાની રક્ષા એ જ સર્જનકલાને દીર્ઘજીવી બનાવે છે.

*

અફવા અને લોકવાયકા એ પ્રસિદ્ધિની પાછળ પાછળ આવતા

તો ઘણીવાર આગળ ચાલતા પડછાયા જેવી વસ્તુ છે. એટલે એ પ્રસિદ્ધિની જવાબદારી આપણી હો કે ન હો, તેમ જ એ અફવા અને લોકવાયકાની કશી દરકાર આપણને હો કે ન હો, છતાં લોકક્ષેમ અર્થે કેટલાક ખુલાસાઓ કર્યા વિના ચાલતું નથી. કેમકે એ અફવાઓ અને લોકવાયકાઓ આપણા પોતાના કરતાં પણ આપણી સાથે સંબંધ ધરાવનારા સ્વજનોને વિના વાંકે વધારે નુકશાન કરે છે.

એક અફવા એવી ચાલી છે કે હું મારાં ગીતો, વાર્તાઓના સમારંભો એક ધંધાર્થી તરીકે પુરસ્કાર કે મહેનતાણું લઇને ગમે તે પ્રસંગે કરું છું. "અમારે ત્યાં અમુક સભારંભો છે; તમને તેડાવવા માગીએ છીએ, તમારી શરતો શી શી છે તે તુરત જણાવો." આ પ્રકારના કાગળો અનેક જાહેર પ્રજાકીય પ્રસંગો અંગે આવે છે. "ગામલોકો તમને એમની યથાશક્તિ ફૂલપાંખડી આપવા માગે છે. માટે તમારો કાર્યક્રમ આપવા આવો. અમારા શાળાના સમારંભ ખાતે તમારા માટે રૂા. એક સો આપવાનો ઠરાવ થયો છે માટે આવો–" આવી આવી જાતનાં નિમંત્રણો મળે છે. એવા પણ કાગળો લખાઇ આવે છે કે "તમારી Terms (શરતો) આકરી છે એટલે શું કરીએ! તેડાવી શકતા નથી.'

આવી માન્યતાનો કોણે પ્રચાર કર્યો તે જાણી શકાયું નથી. ઉત્તર ગુજરાતનાં પાંચ-છ શહેરોમાં મારા સમારંભો ગોઠવાયા ત્યારે જ મને આવી નિર્મૂલ માન્યતાઓની ખબર પડી. છૂટક છૂટક કેટલાક સ્નેહીઓના આ મતલબના કાગળો આવતા ત્યારે હું ખુલાસા લખી મોકલતો અને માનતો કે અમુક મંડળોમાં પડેલી આવી આવી ગલત માન્યતા દૂર થઈ જશે, પણ તાજેતરમાં મને દેખાયું છે કે આ માન્યતા ઊંડું ઘર કરી ગઇ છે.

હકીકત તો આ છે કે મારા સમારંભો બદલ મેં આજસુધીમાં કોઇ

ઠેકાણે પુરસ્કાર માગ્યો નથી, તેમ જ સાહિત્યેતર કોઇ પણ પ્રસંગના સમારંભના એક મનોરંજક કાર્યક્રમ તરીકે મેં મારાં ગીતો–કથાઓનો ઉપયોગ કર્યો નથી. જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં આ ગીતો—કથાઓને શુદ્ધ સાહિત્યસમારંભની સ્વતંત્ર સામગ્રી લેખે જ જાઉં છું. તે વખતે યજમાનો જે ધરે છે તેમાંથી પ્રવાસખર્ચ જ હું સ્વીકારું છું.

હું પુરસ્કાર લેતો નથી તેનો અર્થ એ નથી કે આવો પુરસ્કાર લેવો એ અધર્મ્ય છે. જીવનના બીજા કોઇ પણ નિર્વાહ-સાધનનો આધાર લીધા વિના આવી જનરંજક કલાનેજ પોતાનો એક માત્ર જીવન-ઉદ્યમ બનાવનાર હરકોઇ કલાકારને આવો પુરસ્કાર મેળવ્યા વિના ચાલે જ નહિ. સંગીતકારો, ગવૈયાઓ, નૃત્યકારો, અને અભિનેતાઓની જેમ વિદ્વાનોને, પંડિતોને, સાહિત્યકોને, વ્યાખ્યાતાઓને અને કાવ્યગાયકોને પણ નિર્વાહનો બંદોબસ્ત આવા સમારંભોમાંથી કરી આપવો જોઇએ. પરંતુ મારા જેવા જેઓ નિર્વાહસાધન માટે ઇતર પ્રવૃત્તિઓ ખેડે છે અને ગીતો કથાઓના સમારંભો તો પોતાની ફાલતુ સંસ્કાર–પ્રવૃત્તિ લેખે જ કરે છે તેમને માટે તો આવા સમારંભોમાં બદલો માગવનું તો જ સુયોગ્ય ઠરે કે જો એ સમારંભોમાંથી તેના યોજકો આર્થિક આવક ઉઠાવતા હોય.

ગુજરાતનાં શહેરોની તો આજે સાહિત્યપ્રેમને પંથે પ્રથમ પ્રયાણ કરતી સ્થિતિ છે. હજુ તો તેઓ નવરાત્રિ–ઉત્સવ-ઇત્યાદિ પર્વોની ઉજવણી માટે થોડા થોડા ખર્ચફાળો આપતાં થયાં છે. અને તેના પ્રયોજકો તે ફાળાના ભંડોળમાંથી માંડમાંડ નિમંત્રિત વ્યાખ્યાતાઓનાં રેલભાડાં ચુકાવી શકે તેવી તંગ સ્થિતિમાં હોય છે. ટૂંકાં ભંડોળોમાં કાર્યક્રમોનું શકય તેટલું વૈવિધ્ય લાવવાનો આ પ્રયોજકોનો આકરો પ્રયત્ન હોય છે.

ગામેગામનો શ્રોતાસમૂહ જેમ જેમ વિશાળ બનતો ચાલ્યો છે તેમ તેમ લાઉડસ્પીકરો ઇત્યાદિ યાંત્રિક સગવડો પણ છૂટથી વસાવા લાગી છે. આ રીતે ગુજરાતનાં નાનાં શહેરો પોતાના વ્યાખ્યાતા-મહેમાનોને માટે જે સન્માનપૂર્ણ આતિથ્યનો શ્રમ ઉઠાવી રહ્યાં છે તે કરતાં વિશેષ માગવાનો કોઇ પણ સાહિત્યધર્મીનો અધિકાર નથી. મારો એ અધિકાર મેં કદી માન્યો નથી તેમ મને એ જરૂર કદી પડી નથી.

શ્રી ખંડેરાવ 'સૂળેએ 'પ્રસ્થાન'માં મારો જે વ્યક્તિ-પરિચય કરાવ્યો છે તેનાં આભારજળમાં હું ભીંજાઇ રહ્યો છું; પરન્તુ તેની અંદર એક ગંભીર હકીકતદોષ તેમના હાથે કોઇ ઊડતી વાત ઉપરથી થઇ ગયો છે. તેને પરિણામે મારા ભૂતકાળ સાથે સંકળાયેલા એક સ્નેહભર્યા સજ્જનને અન્યાય થઇ ગયો છે. તે અન્યાયનું હું, મારી તથા ભાઈશ્રી સૂળેની વતી ત્વરિત નિવારણ કરું છું. "કારખાનાના માલિક શ્રી. મેઘાણીને લઈ ઈંગ્લેન્ડ ગયા. પરંતુ શ્રીમંતોની મરજી પ્રમાણે હાજી હા કરવાની કલા તેમને પસંદ નહોતી. 'કઈ સિગારેટ સારી છે?' એનો યોગ્ય ઉત્તર ન આપી શકવાથી શ્રી મેઘાણીને હિન્દ પાછા મોકલ્યા! આ વખતે શ્રી. અમૃતલાલ શેઠે શ્રી. મેઘાણીને તંત્રી મંડળમાં લઇ લીધા.'

ઉપરના વાક્યમાં મારા તે વખતના કારખાના-માલિક અને મારા સદા સર્વદાના સૌજન્યભર્યા સ્નેહી શ્રી. જીવણલાલ શેઠ અન્યાય પામ્યા છે. મને પોતાની સાથે ઇંગ્લેન્ડ લઇ જનાર તેમ જ પોતાની સાથે જ માનભેર, પ્રેમભેર પાછો લાવનાર અને લાવ્યા પછી મને એમના એલ્યુમિનિયમના કારખાનાના ઉપરીસ્થાને પૂર્ણ પ્રેમ અને દરજ્જાથી સાચવનાર શ્રી. જીવણભાઈ જ હતા. ઈંગ્લાન્ડમાં હાજી હા કે સિગારેટવાળો કોઇ

પ્રસંગ બન્યો જ નહોતો. એથી ઊલટું મારી વ્યાપારબુદ્ધિ ખાતે મોટું મીંડું હતું. તેને લીધે જ મને લંડનમાં કાયમી સ્થાન આપવાના તેમના વિચારનો લાભ હું પોતે જ ન લઇ શકયો. એટલે જ, લાઇલાજે તેઓ મને પાછો લાવ્યા. પાછા આવ્યા પછી બે વરસે એમની ઘણી જ ઉત્કટ ઇચ્છાની વિરુદ્ધ થઇને તેમ જ એમના તરફથી મળ્યે જતા અને મળનાર સારા કારકિર્દીલાભોને સ્વેચ્છાથી છોડીને, એમના હૃદયને દુભાવીને ૧૯૨૧માં હું કાઠિયાવાડ પાછો આવ્યો.

એ રીતે મને આશાભરી કારકિર્દીને ખોળેથી પાછો લાવનાર અવાજ સાહિત્ય--જીવનનો જ હતો. તે વખતના મારા ત્યાંના સાથીએ કહેલું તે મને અત્યારે પણ યાદ છે કે, 'ગુજરાતમાં કલમ ઉપર જીવવાના એવા કયા સંજોગો છે કે તું અહીંની રોટલીને છોડી જાય છે?' પણ મારા કાનમાં સંભળાતો અવાજ દુર્નિવાર હતો. અને એ અવાજે મને જરા પણ છેતર્યો નથી તેની આજે હું વર્ષોથી પલેપલ પ્રતીતિ કરું છું.

# બાળપણનાં સંભારણાં

## શ્રી. લાલચંદ વોરા

ઝવેરચંદભાઈ પોતાને 'પહાડનું બાળક' લેખે છે એ બરાબર છે. એમનું બાળપણ પિતાની નોકરીને લીધે રઝળપાટમાં ગયું છે. ઝવેરચંદભાઈને અભ્યાસકાળ આવ્યો તોયે, પિતાને કયાંય સ્થિર થવા વેળા નહોતી. આર્થિક સ્થિતિયે સારી ન ગણાય. એટલે પ્રાથમિક શાળાનું કેટલુંક ભણતર તો બગસરા મેઘાણી કુટુંબના નગરશેઠ રામશ્રીપાળને ત્યાં રહીને ઝવેરચંદભાઇ ભણ્યા. માતાપિતાની ગોદમાં તો એ ઓછું રહ્યા છે.

કાવ્યો લખવાનો એમનો શોખ પ્રકટ કેમ થયો, એ વિષે યાદ કરતાં જૈનશાળા પ્રથમ યાદ આવે છે.જૈનશાળામાં કોઇ સાધુ, સાધ્વી કે શ્રાવક વંદના કરવા આવે ત્યારે એઓને અને સમાજને રીઝવવા ગીતો અને સંવાદો છોકરાઓ પાસે ગવરાવવાનો બાળકોનાં માબાપને પોરસ હોય. તપસ્વી-મુની માણેકચંદજી સ્વામી બગસરાથી જેતપુર વિહાર કરી રહ્યા હતા ત્યારે વચ્ચે ચૂડા ગામ આવ્યું. પાઠશાળાના વિદ્યાર્થીઓ સંઘ સાથે ત્યાં ગયા. આ વેળાએ લખોપતિ મારવાડી શેઠ ચિમનાજી વેલાજી દર્શનાર્થે આવ્યા. આ વેળા એ જૈનશાળાના બારેક વર્ષના બાલ-મેઘાણીએ પોતાનું પ્રથમ સ્વરચિત કાવ્ય ગાયું હતું:

"નૈ ધર વંશા સપુત વેલાજી તણા છે
ચિમનાજી નામે, સુવિખ્યાત ગણાયે.
ધન્ય ધન્ય માતા તારી જણ્યા કર્ણાવતારી
જુગ જુગ જીવો દાનવીર પ્રાર્થના એહ મારી."

આ ગીત સાંભળીને ખુશ થઇ શેઠે બગસરા જૈનશાળાને પચીસ રૂપિયા ઇનામ આપ્યું હતું.

ત્યાર પછી વખતોવખત દાનવીર શેઠ કે સાધુની પ્રશસ્તિનાં કાવ્યો તૈયાર કરવામાં આવતાં. શ્રી ગીરધરલાલ દેશાઇ (વીરબાલ)એ તૈયાર કરે અને એને સુધારી, રાષ્ટ્રશાયર ઝવેરચંદભાઇ પોતાના કંઠમાંથી પસાર કરે.

ત્યાર પછી તો કાવ્યો લખવાનો તેમનો શોખ પાંચેક વર્ષમાં ખૂબ જાગ્યો. મિડલસ્કૂલમાંથી હાઇસ્કૂલમાં ગયા અને કલાપીનાં કરુણ કાવ્યો સાંપડયાં. પોતે કરુણ રીતે ગાય અને લોકહૈયાં હલાવે. આ વેળા એમણે પોતાનું ઉપનામ 'વિલાપી' રાખ્યું હતું. કરુણતા એમને કુદરતી વારસામાં મળેલી. ઝવેરચંદભાઈનાં બા ધોળીબાઈ જ્યારે રુદન કરે છે ત્યારે આ કરુણતાનો આભાસ થાય છે.

પ્રાથમિક અને મિડલ સ્કૂલના શિક્ષકો પણ બહુ સામાન્ય એટલે એમને કાવ્યોનો વધારે રસ તો કલાપીનાં કાવ્યોમાંથી જ સાંપડયો એમ કહી શકાય. વધારામાં બી. એ. થયા પછી સ્વ. કલાપીના પરમ સ્નેહી અને સાથી દ. શ્રી. વાજસુરવાળા સાહેબનો એમને પરિચય થયો.

શાળામાં પણ એ તેજસ્વી હતા. પ્રથમ નંબર જ રાખે. ઓછું બોલે. પ્રાર્થના વિગેરે એ જ ગવરાવે. એમના કંઠનું માધુર્ય સૌને આકર્ષે.

ઝવેરચંદભાઇની કુમારાવસ્થા વિષે ઘણું જાણવાનું બાકી છે. તેમનું શરમાળપણું, રિસાવાની ટેવ, વાત્સલ્ય, સહનશીલતા, માર્દવતા વગેરે બધા જ ગુણો જાણે કે સ્ત્રીત્વના હતા. જ્યારે તેઓ પરણવાની આનાકાની કરતા, ત્યારે તેમના મિત્રો તેમને છોકરી કહીને પજવતા; તે એટલે સુધી કે ઝવેરચંદભાઇ પુરુષત્વમાં નથી માટે પરણવા ના પાડે છે, એવાં મહેણાં એમને સાંભળવાં પડેલાં.

આ કૌમારાવસ્થાનાં લક્ષણો છેવટ સુધી ટકયાં છે અને કદાચ એ ભાવમાંથી જ એમનાં કરુણ કાવ્યોનાં ઝરણાં ફૂટયાં હોય

ઝવેરચંદભાઇમાં ચોકકસાઇ તો નાનપણથી જ હતી. થોડાક પ્રસંગો કહું:

એક વાર બગસરાનાં સુધરાઈનાં ફાનસો વિષે લોકોની ફરિયાદ થઇ. ન્યાયાધીશ ભલા, એટલે એમણે કહ્યું, મારી પાસે હકીકત લાવો તો કાંઈ થાય.' તે જ દિવસે ઝવેરચંદભાઇએ પોતાના મિત્ર ગિરધરલાલને લઇ, આખું ગામ ફરી, એકેએક ફાનસની નોંધ લઈ, રાત્રે બાર વાગે મજમુ ન્યાયાધીશ શ્રી લીલાધરદાસ મહેતાનાં બારણાં ખખડાવ્યાં અને અહેવાલ આપ્યો. ન્યાયાધીશ તો આશ્ચર્યચકિત ગયા.

આ રીતે હનુમાનની દેરીઓ અને તેના પર ફરકતા ધજાગરા પણ એમણે ગણી કાઢેલા. એ રીતે ગામડાંનું બધું જ જાણવા એ પ્રયત્ન કરતા. આવી હતી એમની કુમારાવસ્થાની જિજ્ઞાસા અને ચોકકસાઈ.

આ દિવસોમાં એમને વાંચવાનો શોખ ઘણો જ. શ્રી ગિરધરલાલ દેસાઈ પુસ્તકો પૂરાં પાડે, ઘરને લાઇબ્રેરી બનાવે અને મેઘાણીભાઇ તેમના ઘેર:પડયાપાથર્યા રહે અને પુસ્તકો ફેંદે.

ઝવેરચંદભાઇ અભ્યાસમાં મારાથી ત્રણ વર્ષ આગળ એટલે બગસરા મિડલસ્કૂલમાં હું કંઇક હળતોભળતો થયો, ત્યાં તેઓ અમરેલી હાઇસ્કૂલમાં ભણવા ગયા; પણ અમે દર વર્ષે ઉનાળાની રજાઓમાં છૂટથી મળતા. મળવાને માટે અમારું એક 'બાળ મિત્રમંડળ' હતું અને તે દ્વારા વાર્ષિક ઉત્સવરૂપે ભજવાતું 'સોશિયલ ગેધરીંગ.' જીવનમાં કદી ન વિસારી શકાય તેવાં આ ગેધરીંગો.

જુલિયસ સિઝર, રાણો પ્રતાપ અને એવા કંઇ કંઈ નાટકપ્રયોગ, સંવાદો, ગીતો, રાસ વગેરેની તૈયારી ચાલે. કિટસન લાઇટ અને ઉજા-

ગરા, નાસ્તા અને ચાપાણી, રિસામણાં અને મનામણાં–ઉપરાંત જાતજાતના પોશાક, હથિયારો, પડદા વગેરે મેળવવા માટે અમારે ઘેર ઘેર ભટકવાનું. અમારા ઉત્સાહનો પાર નહિ, પણ તેમાં ય ઝવેરચંદ-ભાઇનો નંબર પહેલો.

એમનું ધાર્યું ન થાય ત્યારે રિસાય. એમની રીસ એટલે ખાય નહિ, પીએ નહિ, બોલે પણ નહિ અને લાલઘૂમ આંખો કરી એક બાજુ લપાઇને બેસે. આખરે સૌ હારે. ઝવેરચંદભાઈનું ધાર્યું થાય. ડ્રેસીંગ, એકટીંગ, પાત્રપસંદગી વગેરે માટે પ્રથમ ઝવેરચંદભાઇએ નક્કી કર્યું હોય એ જ આવે. મંડળના સ્થાપક શ્રી ગુલાબચંદ વખારીઆ. તેમના મિત્ર શ્રી. ગિરધરલાલ દેશાઈ વગેરે સૌ એમનોજ પક્ષ ખેંચે. રજાઓ દરમ્યાન વિદ્યાર્થીઓ તો ઠીક, પણ આખું ગામ હેલે ચડે. રાજાપ્રજા સૌ રસ લે. બાલમિત્રમંડળ પ્રજાના અને રાજાના ધબકારા સમ બની જાય. ઝવેરચંદભાઇ સ્ટેજ ઉપર આવે કે ઉપરથી લોખંડના તાર પર 'ફૂલની પાંખડી લ્યો પ્રાણ' એ ગાતા ઊતરે ત્યારે પ્રેક્ષકો સ્તબ્ધ બને.

૧૯૨૦–૨૧ની આસપાસ ઝવેરચંદભાઇ કલકત્તા હતા. ૧૯૨૧ પહેલાં હું ય કલકત્તામાં. આ વેળાએ તેમણે ખાદી ધારણ કરેલી અને તે યે જાડી. કાંતતા પણ થયેલા. તેમના નાનાભાઈના અવસાનથી તેમના અને મોટાભાઈ લાલચંદભાઈ ઉપર ઊંડી અસર થયેલી અને જીવનમાં સાદાઇ આવેલી.

ત્યાર પછીનાં ૩–૪ વર્ષ દરમ્યાન તેઓ બગસરા ઠીકઠીક રહ્યા. લગ્નમાં પડવાને સૌ કોઇ લલચાવતા, પોતે ખેતી કરવાનું વેન લઈ બેઠેલા. આખરે મરણપથારીએ સૂતેલાં બહેનના વેણે પરણ્યા. બગસરાના આ યુવાન અને સુધારક ગ્રેજ્યુએટ વરરાજાનું બે ઘોડાની ફેટનમાં નીકળેલું સામૈયું જોવા આખું ગામ ઊમટેલું.

હવે જીવનક્ષેત્ર નક્કી કર્યા વગર છૂટકો નહોતો. ખેતીમાં પડવા માટે યોજનાઓ કાગળ પર ચીતરે; ફેરાળા, હડાળા, આશ્રમ, ગોકુળ-ગામ એ બધાં ક્ષેત્રોની જમીન તપાસી કિંમત કરે, પણ વર્ષ આખરનો હિસાબ કાઢતાં ખોટ દેખાઇ. બારસો રૂપિયાની આ યોજના હતી એમ યાદ આવે છે.

આ દિવસોમાં હું બગસરામાં ખાદીભંડાર ચલાવતો. ઝવેરચંદભાઇ હંમેશાં ભંડારે બેસવા આવે. આ જ મેડીએ અમે શાળ પણ શરૂ કરેલી. એમને આ બધું ખૂબ ગમે. મને કહેઃ 'આ ખાદીમાં ય પડવા જેવું છે. પણ ખેતીમાં જ પડું તો?' મારા હિસાબો પણ નિહાળે. હિસાબી વગેરે કામમાં ચોકસાઇ અને કરકસર તેમને ખૂબ ગમે. પોતે પણ પોતા ઉપરાંત મિત્રો માટે ખાદી લઇ જાય અને એ રીતે મારા કાર્યની કદર કરે. મને કોઇ કોઇ વાર કાગળિયો દેખાડી કહેઃ 'આ ખેતીનું કાંઈ સરાડે ચડે તેવું નથી. કેવળ ખોટનો ધંધો છે. બે પાસાં સરખાં થાય તેવું નથી.' ઢોરઢાંખર, નીરણપૂળો, મહેનત મજૂરી બધા જ હિસાબો માંડીને સમજાવે.

મને એક વાર કહેઃ 'આપણે રોજ અકેક ઘર ઢુંઢીએ અને રેંટિયાનું રહસ્ય સમજાવીએ તો કંઈક કામ થાય ખરું.'

'મને ભાષણો, ખાદીફેરી અને પ્રચાર ગમે, પણ ઘેર ઘેર જઈ સમજાવવાની કળા ન આવડે. તમે 'અહીં રથાયી તો થાઓ. પછી એ ગાટે કાંઇક કરીશું.' મેં કહેલું.

આ દરમ્યાન હડાળાની અવરજવર વધી. હડાળાની લાઇબ્રેરી અને હડાળા દરબારશ્રી સાથેનો સંપર્ક વધ્યો. તેઓ દરબારસાહેબના પ્રીતિપાત્ર બન્યા. દરબારસાહેબ વાર્તાઓ કહે, સતાર પર ભજનો સંભળાવે, દુહા લલકારે અને અનેક અનુભવો કહે. અહીં ગઢવીઓ અને ચારણો આવે. તેમની વાતોમાંથી ઝવેરચંદભાઈ રસ પીએ અને

ટાંચણ કરે. અહીંથી એમને જૂનું સાહિત્ય જાળવી લેવા, તેનું સંશોધન કરવાને પ્રેરણા મળી એમ કહી શકાય.

પોતે વકતા અને વિચારક હતા, એટલે ગામમાં બ્હેનો અને ભાઇઓની એમ સભાઓ ગોઠવવામાં આવતી. કલકત્તા અને પશ્ચિમનાં શહેરો જોઈ લીધેલાં એટલે ગામડાંની રચના, જૂની સંસ્કૃતિની ખૂબી, એ એના વિષયો હતા. એક ખાસ વ્યાખ્યાનશ્રેણી ગોઠવાઈ. એનો સાર ભાગ પ્રથમ વાર 'સૌરાષ્ટ્ર'માં 'મળેલું' એ મથાળા તળે એક લેખમાં અમે જોયો. એની ભાષા વાંચીને અમે ઝવેરચંદભાઇને પકડી પાડયા. એમનો બીજો લેખ 'મોતીની ઢગલીઓ'ના શિર્ષકનો હતો. એમાં નાના નાના તાલુકદારી તંત્રનાં ઝૂમખાંઓનાં ગુણગાન હતાં. અમારા સમાજવાદી મિત્ર સ્વ. ડો. વૃજલાલ મેઘાણીએ પ્રશ્ન કર્યો કે તમારાં મોતી ફૂટકીઆં કે સાચાં? ડોકટર આ મહેણું છેવટ સુધી મારતા હતા. પણ આ લેખો વાંચીને શ્રી અમૃતલાલ શેઠે એમની શકિત પારખી અને 'સૌરાષ્ટ્ર'માં ખેંચી લીધા.

આ દિવસોમાં એક વાર ભવાયા જોવા અમારી મેડીએ આવેલા. ઉપરથી જોવાની સગવડ એટલે રસથી બધું જ જુએ અને સાંભળે. અમે વચમાં સૂઇ જઈએ, પણ પોતે નિરાંતે જાળીને અઢેલીને બેઠા હોય. પછી તો અમે એકએ વાર કોળીનાં ભજન વગેરે સાંભળવા લઇ ગયા. ઉઘાડે શરીરે અને ગોઠણભર ઉભડક બેસીને, હાથમાં મંજીરાંની ચોગઠ બાંધીને ભજનિકો ભજન ગાય. ગાતી વેળાના એના અંગમરોડ વગેરે બેઠા બેઠા એ નિહાળે; ધરાય જ નહિ. એ ગાનમાં સ્ત્રીઓ પણ સાથે જ તાલ પુરાવતી હોય અને સામસામી ઝૂકયા કરતી હોય. એ જોવાનું સૌ કોઇને ગમે એવું, પણ અમે ઊઠું ઊઠું કરીએ. ઝવેરચંદભાઇને એ ન ગમે.

એ કહેઃ 'નાચનારના થનગનાટ, તંદુરસ્તી અને શરીરના અભિ-

નય હું નિહાળું છું એ તમને કાં નથી ગમતાં ? આ જીવનરસ લૂંટવાનું કયાંથી મળે ? તમે મને જોવા તો દો.' વળી રહી રહીને ધીરેથી કહે: 'લોકહૃદયમાં પેસવાની આ જ ચાવી છે.' અમે હસીએ, થોડી મશ્કરી પણ કરીએ, પણ એમને લોકભજનનો રસ લૂંટવામાં અનેરો આનંદ હતો.

એક વાર મારે ફળીએ મેઘાણીભાઇનાં ગીતોની મહેફીલ ગોઠવેલી. કેટલાંય બહેનોને હું તેડી લાવેલો. 'મોરબીની વાઘરણ,' 'શેરી વળાવી સજજ કરૂં'–વગેરે ગીતો એમણે ગાયાં.

બહેનો ઓસરી અને ઘરમાં બેઠી ઠી–ઠી કરે. મને બોલાવીને કહે: 'હવે આવાં તો અમે ઘણાં ય સાંભળ્યાં છે. નવું કંઇક ગવરાવો.' પછી તેમણે થોડાં નવાં ગીત ગાયાં.

હું ઘણી વાર એમને કહું: 'તમે આવાં ગીતોમાં કાં શક્તિ ખર્ચી રહ્યા છો ? નવા યુગની બંસી શરૂ કરવી જોઇએ. મધ્યયુગી ગીતોમાં સ્ત્રી-સ્વાતંત્ર્યનું સ્વપ્નું ય કયાંથી સંભવે ?'

મને કહે: 'તમને આજે નહિ સમજાય, પણ હવે પછીની પેઢીને-શિક્ષિતોને આ બધું ગમી જવાનું છે. થોડી રાહ જુએ.'

જ્યારે મળે, ત્યારે એક વસ્તુ તો એમને કહેવાની હોય જ અને તે એ કે ફલાણા શાણા પુરુષ છે, વૃદ્ધ છે, કંઇ ને કંઈ જાણી લો, સાંભળી લો. ફલાણાં માજી હવે ખર્યું પાન છે; એના બાળપણની, એનાં પિયરિયાં અને સાસરિયાંની વિગતો મેળવી લો. લાગતા-વળગતાને એ કેમ મેળવવું એ પણ શીખવતા હતા. ઝવેરચંદભાઇ પોતે પણ જૂનામાં જૂની સ્મૃતિ યાદ કરતા અને 'પ્રભો જેવું હતું તેવું, ફરી ભારત બનાવી દે–' એ પંક્તિઓ ઘણી વાર ગણગણતા.

૧૯૩૪માં હું મુંબઇમાં બાળમંદિરના મકાન માટે ફંડ કરવા

ગયેલો. એ જ અરસામાં ઝવેરચંદભાઇ ફરી પરણેલા. સ્વ. ડૉ. મેઘાણી તેમને અભિનંદન આપવા મેળાવડો યોજવા તૈયારી કરતા હતા. પણ મેઘાણીભાઇએ મારી રૂબરૂ તેમને ના પાડી અને કહ્યું: 'વ્રજલાલ-ભાઇ, મેં કોઈ સુધારક દૃષ્ટિએ આ પગલું નથી ભર્યું. અમે અમારી સગવડનો જ વિચાર કર્યો છે, માટે તમે ભલા થઇને માંડી વાળો.' અને એ વિચાર પડતો મેલાયો.

મારે ફંડ તરત પતાવવું હતું. મિત્રોએ મને સૂચના કરી કે 'ઝવેર-ચંદભાઈ બગસરના છે. એમનો એક જલસો માગો.' મેં તુરત ઝવેર-ચંદભાઈને ફોન કર્યો. મેં કહ્યું. 'તમે જલસો આપો તો જલદી બગસરા ભેળો થાઉં.' મને કહેઃ 'જુઓ ભાઇ! મારો માનસિક શોક હજી શમ્યો નથી, એટલે ગળું ન ચાલે. તમે ૨૫–૨૫ ૫૦–૫૦ની ટિકિટ ઠપકારો એટલે સાંભળનારને થાય કે પોતાના પૈસા છૂટી પડયા. એ ઠીક નહિ. એ કરતાં, તમે સાંજે ઘેર આવો ને? આપણે કાંઇક વિચારશું.'

મને આશા આવી. શ્રી. તૈયબઅલી ગાંધીને લઇને હું પહોંચ્યો. જમ્યા પછી અમે બેઠા. તેઓ કહેઃ 'જુઓ, મારા પાસે સ્વ. દમ-યંતીના એક હજાર રૂપિયા હતા. એમાંથી એકસો મેં...ભાઈને આપ્યા છે. બાકીનામાંથી જોઈએ તેટલા લો.' મેં કહ્યું: 'પાંચસો પૂરતા છે' તેમણે ફરી કહ્યું: 'હજુ ચારસો બાકી છે એટલે જોઇએ તો વધુ લો.' મેં માથું હલાવ્યું. એમણે મારા હાથમાંથી કાગળ લીધો. રૂ. ૫૦૧ લખ્યા અને નીચે પોતાની સહી મૂકી. જલસાની જરૂર ન રહી. છૂટા પડતાં ફરી તેમણે કહ્યું: 'બગસરા અને બાળમંદિર, તેમાં આ નાણાં વપ-વપરાય એ તો મારાં સદ્‌ભાગ્ય જ ને!'

બાળમંદિરના ફંડની પૂર્ણાહૂતિ પછી, મુંબઈ હીરાબાગમાં બગસરા-વાસી વગેરેની એક સભા સ્વ. મણિશંકર શામજી ત્રિવેદીના અધ્યક્ષ-સ્થાને યોજાઇ હતી તે વેળાનું ઝવેરચંદભાઇનું વકતવ્ય મહત્ત્વનું હતું. તે

વેળાએ બોલાતા કાઠિ. રાજ્ય પ્રદેશમાં કામ કરનારનું હૂબહૂ નિદર્શન કર્યું હતું અને તેઓએ કહ્યું હતું કે: 'ત્યાંની દશા એવી છે કે મને પોતાને રહેવાને બંગલો, ફરવાને મોટર અને 'જન્મભૂમિ'માં મળે છે તેથી બમણું વેતન આપવામાં આવે તો પણ, હું ત્યાં રહેવાનું પસંદ ન કરું.' તેઓએ વધુમાં કહ્યું હતું કે: 'નિષ્ઠાપૂર્વક કામ કરનાર સેવકોને ગાંધીજીથી જરાય ઊતરતા ન ગણવા જોઇએ; એટલું જ નહિ, પણ ગાંધીજી જેવા જ રાષ્ટ્રપ્રેમી, નિષ્ઠાવાન અને ઉપયોગી ગણવા જોઇએ.'

*

અમો છૂટા પડયા છતાં, તેઓ અવારનવાર બગસરા આવતા. અમારો પત્રવ્યહવાર પણ ચાલ્યા કરતો.

કોઇવાર હું અહીંની પરિસ્થિતિ વર્ણવતી રાજકીય હકીકતો માત્ર લખતો ત્યારે એમના તરફથી જવાબ મળતો કે 'તમે બધા પ્રવાહો નીરખો એકલું રાજકારણ મહત્ત્વનું નથી. સામાજિક સવાલો, આર્થિક પ્રશ્નો, શિક્ષણ, ઉદ્યોગ, કલા વગેરે બધું જ જુઓ, જાણો અને લખતા રહો.'

એમને જૂના રીતરિવાજ, રહેણીકરણી, વિચારણા પ્રત્યે ઠીક ઠીક મમતા બંધાઇ ગયેલી અને જૂનવાણી ગણાઇ જાય તેટલી હદે તેનું અનુમોદન કરતા. ગાંધી જયંતીની ઉજવણી અંગેનો પ્રશ્ન પૂછતાં તેમણે મને જણાવેલું કે 'ગાંધીજી સંત પુરુષ છે. જયંતીના દિવસો દરમ્યાન ગાયને નિરણ નાખજો, ગરીબોને ભોજન આપજો, બીજા જલસાને ગૌણ લેખજો વગેરે.'

એક વાર અમે ફટાકડાનો પ્રતિબંધ કરવા માટે પ્રયત્ન કરી રહ્યા હતા. ઝવેરચંદભાઇ કહે : 'બાળકોને ફટાકડે રમવા દો. એટલું જ નહિ, પણ પિસ્તોલથી ખેલવા દો. આપણે બાળકોને નવી રમતો તો નથી આપી શકતા. બાળકોની રહીસહી જૂની રમતગમતો બંધ ન કરો.'

એમની ઊંઘની ફરિયાદ તો જાણે કાયમની. મેં કહ્યું 'તમે વખતસર સૂવાની ટેવ કેમ નથી કેળવતા?' મને કહે : 'આ ધંધો જ એવો છે ભાઇ! જાગરણ અને પગરણ સાહિત્યને વળગેલાં જ છે.' ઉજાગરા ને રખડપાટ નહિ તો સાચો સાહિત્યકાર નહિ'

એક વખતે માસિક ધર્મમાં આવેલાં બહેન બીજાં બહેન સાથે એક હિંચકે બેઠેલાં. એ વાત નીકળતાં તેમણે કહ્યું: 'હું આપણા રિવાજને વળગી રહું છું. મને એમાં બહુ તથ્ય લાગે છે. એક આસને ન બેસી શકાય.'

તેમના એક મિત્ર પોતાનાં પત્નીનું નામ ફેરવીને નવા યુગને અનુરૂપ નામ રાખવા માગતા હતા. એમને તેમણે કહ્યું: 'તમે જે છો એને કાં ઉવેખો છો? નામ બદલોમા. ફઇબાએ નામ પાડયું એ ફઇબાને અન્યાય ન થવો ઘટે.'

એક વાર સંસ્થાને મોટી સંસ્થા સાથેના જોડાણ માટે અભિપ્રાય પૂછેલો. એ કહે: 'એવા જોડાણમાં પડશો નહિ. એવાં મોટાં તંત્રોમાં કોઈ ઇન્સ્પેકટરો અને હિસાબનીશો ગોઠવાય, કાગળનાં ખાનાં પૂરવામાં અટવાય અને નિર્ણયો કરે. કાર્યકર્તાના કામની ઊંડાઇ કે સચ્ચાઇ એ માપી જ ન શકે. માટે ભલા થઈ એમાં કયાંય ન અટવાતા. તમે જે રીતે સ્વતંત્રપણે કરી રહ્યા છો એ જ બરાબર છે.'

ગામડાંના પ્રશ્નો પ્રતિ નિર્દેષ કરતાં એમણે એક વાર કહેલું: 'ગામડાંને સેવકો જોઇએ તે કરતાં સાચા ક્ષત્રિયો, સાચા કારીગરો અને સાચા વેપારીઓ પણ જોઇએ છે. આજે કાળબળ આવાઓની પડખે નથી, પણ ગામડાંઓ સાદ તો સૌને કરે જ છે'.

૧૯૩૨–૩૩ પછી સત્યાગ્રહ અને અહિંસાની ઊંડી વાતોમાં પોતાને રસ નથી એવું જણાવી, અલિપ્ત જ રહેતા. તેઓ પક્ષ કે

સંપ્રદાયથી પર હતા. કુટુંબ અને વ્યક્તિના વિશુદ્ધ વ્યવહાર માટે એમને માન હતું. ટૂંકામાં એમણે આજીવન બધો જ પુરુષાર્થ કર્યો.

લેખનકાર્ય એમને મન સામાન્ય વસ્તુ હતી અને અન્ય જે કોઈ તેમને કહેતા કે લખવું ફાવતું નથી ત્યારે તેમને ભારે આશ્ચર્ય થતું. તેઓ કહેતાઃ 'તમે આટલી ભારે વાતો અને દલીલો કરી શકો છો, એ બધું લખી શકવા માટે પૂરતું છે. ગમે તે માણુસ, જે વાતો યા દલીલપૂર્ણ હકીકત કહી બીજાને ગળે ઉતરાવી શકે તે સ્વાભાવિક રીતે લેખક જ છે. તમે લખો, જરૂર લખવા માંડો અને તમે સફળ થશો.'

એમની ઉપરોક્ત કહેણી જોતાં જો એમના પાસે બેવડો સમય હોત અથવા બે ચાર કલમો એકી સાથે પકડવાની શક્તિ હોત તો તેમણે સેંકડો પુસ્તકો આપણુને આપ્યાં હોત.

એમનામાં સર્જનશક્તિ હતી અને તેથી જ તેઓ ખેતીકાર બનવા માગતા હતા. જ્યારે જ્યારે કોઈ માણુસ ધંધા વિષે પૂછતા ત્યારે તેઓ એમ જણાવતા કે ખેતી સિવાયના કોઇ પણ ધંધાને હું આપઘાત સમજું છું. ખેતીમાં ખોટ જાય છે એ વસ્તુ એમને સાલતી. ખાદીમાં ખોટ જાય છે, એ વસ્તુ પણ કઠતી. દરેક ઉત્પાદક ખાતાંઓ સ્વાશ્રયી: પગભર હોવાં જોઇએ એમ તેઓ માનતા.

# બાલમિત્ર ઝવેરભાઇ

## શ્રી. ગિરધરલાલ દેસાઇ

**આ** જ બગસરું—જેને અમે બગહરું—કહીએ છીએ, ત્યાં ઝવેરચંદભાઇએ બાળપણ વિતાવ્યું છે. તેમના પિતાશ્રી કાળીદાસ-ભાઈ એજન્સી પોલીસના જમાદાર. તેમની ચોટીલાથી અહીં બદલી થયાનું મને યાદ છે. જો કે તેઓ મૂળ રહીશ અહીંના.

સ્વ. કાળીદાસભાઇ અહીં આવ્યા ત્યારે તેમની સ્થિતિ ભારે નબળી. ઘરના વસ્તારી માણસ. માંડ માંડ તાણીતૂસીને ભેગું કરે.

હું, ગુલાબચંદ વખારિયા અને ઝવેરચંદભાઇ એક ગાંઠથી જાણે બંધાયેલા. અમે ત્રણેય એકબીજાના ઘરે જઇ આવીએ, વહેલુંમોડું થાય તો જમી પણ સાથે જ લઇએ અને જ્યાં જઇએ ત્યાં ભેગા ને ભેગા.

અમે અહીં બાળમિત્રમંડળની સ્થાપના કરી. એ સ્થાપના ઝવેરભાઇના ગળાને આભારી. ઝવેરભાઇ એમાં કશા હોદ્દેદાર નહોતા, છતાં આખું મંડળ તેમના ઉપર ચાલતું.

અહીં સ્થાનકવાસી જૈનોની પાઠશાળા ચાલતી. તેના તરફથી દર સપ્તાહે ધાર્મિક કાર્યક્રમ રાખવામાં આવતો. એ પાઠશાળાના વિદ્યાર્થીઓમાં ઝવેરચંદભાઇનું સ્થાન મોખરે. ઝવેરચંદભાઈનું ગળું પ્રથમથી જ સૌને આકર્ષણ ઊભું કરતું. તેમને ધાર્મિક સ્તવનો ગાવાની ભારે રઢ હતી. તે હંમેશાં પાઠશાળામાં ગાયા જ કરતા. અમે બધા સાથીદારો તેમને ગવરાવવા તૂટી પડતા. તેમનાં સ્તવનો સાંભળવા બૈરાંઓ રાહ જોતાં. તે દિવસે શ્રોતાજનોની સંખ્યા વધતી.

અહીં કોઇ સાધુ-સાધ્વી આવતાં ત્યારે ઝવેરભાઈ પાઠશાળા તરફથી બ્લૂ રંગનું પાટલૂન, બ્લૂ રંગનો કોટ અને માથે ફૂમકાવાળો સફેદ સાફો પહેરીને તેમના વિદાય કે આગમનપ્રસંગે જતા. આ કપડાં પાઠશાળા આપતી. પાઠશાળાના વિદ્યાર્થીઓ બહારગામ પણ જઈને કાર્યક્રમ ઊજવતા; તેમાં યે ઝવેરભાઇ મોખરે.

અમે નાટકો ભજવતા તેની વાત કહું. બાળમિત્રમંડળ તરફથી તો કેટલીક વખત પાઠશાળા તરફથી દર વર્ષે અમે ઝવેરચંદભાઇના દિગ્દર્શકપણા નીચે નાટકો ભજવતા—સામાજિક નાટકો. નાટક શોધી આપવાથી માંડીને જગાની પસંદગી, કોને કયું પાત્ર અનુરૂપ આવે તેની પસંદગી, કોને કેમ ને કયાં કપડાં પહેરવાં, વગેરે બધું ઝવેરચંદભાઇ નક્કી કરે. શ્રેષ્ઠ પાત્ર આપોઆપ ઝવેરચંદભાઇ ભજવે.

નાટકનો એક પાઠ યાદ આવે છે; અમે કવિ શ્રી ન્હાનાલાલનું ભૂત, વર્તમાન ને ભવિષ્ય એમ ત્રણ કાળનું નાટક ભજવવાના હતા. ઝવેરચંદભાઈએ એ નાટક પસંદ કરેલ. તેઓ એમાં ભૂતકાળ થયા. સ્ટેજ ઉપર આવવાનો તેમનો વારો આવ્યો.

વર્તમાનમાંથી ભૂતકાળ જેમ ઓચિંતો યાદ આવે તેમ ઝવેરચંદ-ભાઇ ઓચિંતા સ્ટેજ ઉપર કૂદી પડયા, જાણે અંતરિક્ષમાંથી ભૂતકાળ સરી પડયો ! એ કૂદયા ને પડયા. પ્રેક્ષકોએ તાળીઓથી વધાવી લીધા. તેમણે આબેહૂબ ભૂતકાળ ભજવી બતાવેલો. પાછળથી અમને બધાને ખબર પડી કે પડવાને કારણે તેમને સારી પેઠે વાગ્યું હતું.

નાટકો જોવા ગામનાં લોકો, મહાજનના શેઠિયાઓ અને ગરાસિયા-જમીનદારો આવતા ને નાટકો બહુ વખણાતાં.

અહીં કંપોઝીટ સ્કૂલમાં ભણ્યા ત્યારે તેઓ ભારે હોશિયાર ગણાતા ને પ્રથમ નંબર રાખતા. નિયમિત શાળાએ જતા. તેમનો સ્વભાવ

પ્રથમથી જ તોફાની નહોતો. તેઓ તોફાની પ્રસંગોમાં પણ શાંત અને શરમાળ રહેતા. તેમના આ જાતના સ્વભાવને કારણે અનેક વખત મિત્રો તેમને છેતરી જતા.

સ્તવનો ગાવા ઉપરાંત બીજાં કાવ્યો તેઓ સ્વ. કલાપીનાં ગાતા. એ વખતે તો રુદન-કાવ્યોની બોલબાલા હતી. એમને એ ગીતો બહુ જ ગમતાં અને જ્યારે ગાવામાં ચગતા ત્યારે તેનો અંત રુદનમાં પરિણમતો. અમને પણ રડાવતા.

**તમારા રાજદ્વારોના ખૂની ભભકા નથી ગમતા,**
**મુસીબતની મુરવ્વત જ્યાં, ખુશામતના ખજાના જ્યાં;**

આવું ગાવાથી તેમને બધા મિત્રો 'વિલાપી' કહેતા. પાછળથી ઝવેરભાઇએ પણ પોતાનું ઉપનામ 'વિલાપી' રાખેલું. એ ઉપનામે તેઓ કાવ્યો રચતા. તેઓ અમારા મિત્રાનાં ગીતો સુધારી વધારી દેતા અને કેટલાક બીજા ફેરફારો સૂચવતા. પીંગળનું જ્ઞાન અમે સૌએ સાથે મેળવેલું.

લોકગીતોની સંશોધનવૃત્તિ તો તેમને એ વખતેય હતી. જોગેશ્વરમાં જ્યારે વારતહેવારે બહેનો રસગરબા લેતી હોય ત્યાં ઝવેરભાઇ અચૂક પહોંચી જાય અને એક બાજુ ઊભા રહીને સાંભળ્યા જ કરે. વળી તેમનું ગળું મીઠું એટલે બહેનો તેમની પાસે ગીતો ગવરાવે પણ ખરાં. કેટલીક વખત શેરીમાં નાની નાની બહેનોને ભેગા કરીને પોતે ગીતો ગવરાવે ને નવું ગીત સાંભળતાં 'ઊભી રહો બેનો! હું જરા ટપકાવી લઉં.'—કહીને એ ગમે તેવા કાગળના ટુકડા ઉપર ગીતો ટપકાવી લેતા. એ વખતે તેઓ મોટા વાળ કે ઓડિયાં રાખતા નહોતા, બાબરી હતી. વધુ ભાગે તેઓ છૂટી પાટલીનું ધોતિયું ને લાંબી ચાળનું ખમીસ પહેરતા. નાનપણથી તેઓ પહેરવાઓઢવાના શોખીન નહોતા.

બાવા—સાધુ આવે ત્યારે ઝવેરભાઈને તેમની પાછળ પણ ફરતા અમે જોતા.

સેવાવૃત્તિનો ગુણ તેમનામાં નાનપણમાં પણ દેખાતો; શુશ્રૂષાવૃત્તિની ભાવના વિશેષ. અહીં તેમનાં બેન લાભુ માંદાં હતાં, ક્ષયથી પિડાતાં હતાં, ત્યારે ઝવેરભાઇએ તેમની સેવાચાકરી ખૂબ કરેલી. કુટુંબમાં તેઓ ઓછાબોલા હતા, ઘરમાં વધુ ભાગે તેઓ અબોલ રહેતા. તેઓ વધુ ભાગે બહાર મિત્રોને ત્યાં રહેવાનું પસંદ કરતા. લાભુબેનના અવસાનની એમના ઉપર ખૂબ અસર હતી.

તેમની પરણવાની મુદ્દલ ઇચ્છા નહોતી. અમે બધા મિત્રો તેમને ખૂબ પૂછતા, પણ કેમેય કરીને હા પાડે જ નહિ. ઘરેથી બૈરાં પૂછે તો પણ હા કહે નહિ. પણ લાભુબેન મરણના અંત વખતે મેઘાણીભાઇ પાસેથી લગ્ન કરવાનું વચન લેતાં ગયાં.

ઝવેરભાઇ હાઈસ્કૂલ પસાર થયા પછી તેમનાં માગાં આવવા માંડયાં, પણ ઝવેરભાઇ જાતે જ ના પાડતા. એક સારા એવા કુટુંબનું માગું આવેલું તે તેમણે પાછું વાળેલું. ઝવેરભાઈએ કહેલું: 'હું તો ખેતી કરવાનો છું. મારે તો ખેતરે ભાત લઇને આવે એવી વહુ જોઇએ.'

ઝવેરભાઈ માટે દમયંતીબેનને જોવા જેતપુર અમે સૌ મિત્રો ગયેલા. ઝવેરભાઈને પરણાવવા પણ અમે મિત્રો ગયેલા. પરણીને આવ્યા પછી મિત્રોના આગ્રહથી તેમણે દમયંતીબેનની સમક્ષ 'ચાલો દાદાજીના દેશમાં' એ ગીત ગાયેલું.

બગસરાના તેઓ પ્રથમ ગ્રેજ્યુએટ અને એમાંય સુધારક ગણાય એટલે એ ગ્રેજ્યુએટનો ગામમાં વરઘોડો નીકળ્યો ત્યારે ગામ જોવા આવેલું. બધાને હતું કે આ ભણેલગણેલ વહુને ખુલ્લે મોઢે લાવશે,

પણ ઝવેરભાઈએ સૌની ધારણા ખોટી પાડી. કેટલીક બાબતોમાં ઝવેરભાઇ બહુ આગ્રહી અને જૂના વિચારના હતા. તેઓ દમયંતી-બેનને લાજ કઢાવતા; ઉપરાંત કુટુંબમાં ઘણા જૂના રીતરિવાજોને વળગી રહેતા.

દમયંતીબેને બગસરા જોયેલું પણ ચિત્રાદેવીને તેઓ કદી બગ-સરા લાવેલ નહિ; અહીં તેમના ઘણા મિત્રોનો આગ્રહ હોવા છતાં.

ઝવેરભાઇના બીજા લગ્ન વખતે અહીં સહેજ ઉહાપોહ થયેલ, નાત બહાર મૂકવાની વાતો ચાલેલી ને ઘોળીમા પણ ગભરાયેલાં. પણ પાછળથી એ વાતમાં ગામના આગેવાનોનો સહકાર ન મળતાં વાત ત્યાં અટકી પડેલી.

બીજા લગ્ન પછી તેઓ બગસરા આવ્યા જ નથી. ગામલોકોને તેમના પર બહુ ભાવ હતો ને આગ્રહ હતો છતાંય.

# અમારા ઝવેરભાઇ

## દ. શ્રી. વાજસૂરવાળા

ઝવેરભાઇનાં તો ઘણાં સંભારણાં છે. પણ ઝવેરભાઇ જતાં કેટલાંક તો સ્મૃતિહિન બન્યાં છે.

હજુ હમણાં બે મહિના પહેલાં તેઓ અહીં આવી ગયા. આ બાજુના ઓરડામાં ઊતરેલા તેમનો પગ દુઃખતો હતો. ગાઉટ થયેલું. દુઃખતો પગ જોઇ અંદરથી [દરબારશ્રીનાં રાણીજીએ] પૂછ્યું; 'કાં ભાઈ, આમ લૂલા ચાલો છો?'—ઝવેરભાઈ બોલ્યાઃ 'હવે તો હું મરવાનો થયો છું, બા!' તેમના જવાબનો રણકો દર વખત કરતાં જુદો લાગ્યો જવાબ ખૂબ નિરાશાજનક મળ્યો. જાણે કોઇ મહાદુઃખમાં ઘેરાયા હોય તેમ. કદી નહિ ને આજે ઝવેરભાઇ આ બોલે છે, એટલે અમને એનુ દુઃખ થયું. પણ અમને શી ખબર કે બે મહિના પછી એ દુઃખનો રણકાર એક મોટો આઘાત ઊભો કરશે.

છેલ્લે તો તેઓ અહીં સંતો અંગેનું કેટલુંક સાહિત્ય લેવા આવેલા. મેં એમને માટે લખી રાખેલું. કહેતા હતા કે હવે તો મારે આ પાછલાં વર્ષોમાં ભજનિકો અને સંતોના સાહિત્ય ઉપર ઊતરી પડવું છે.

મેઘાણી–કુટુંબ સાથે કયારે આટલો સંબંધ બંધાયો તેની સ્મૃતિ નથી. પણ આછું આછું યાદ આવે છે કે એભલ કઠિયારો વાંસાવડથી આ બાજુ આવેલ ત્યારે એજન્સીએ કાળીદાસભાઇની–

ઝવેરચંદભાઇના પિતાની બગસરામાં બદલી કરેલી. એભલ કઠિયારો ભારે માથાભારે લોંઠકો આદમી અને એક નંબરનો ધાડપાડુ. તે શેય પકડાય નહિ. એવે વખતે કાળીદાસભાઇને અમે સહાય કરેલી.

'૧૮ની સાલમાં ઇન્ફ્લુએંઝાની રીડ પડી. અહીં દરબારગઢમાં પણ ભરપૂર માંદગી હતી. એ વખતે સ્વ. ડૉ. વ્રજલાલ મેઘાણી, ઝવેરભાઈ વગેરે સેવા અર્થે અહીં આવેલા.

ઝવેરભાઈ જ્યારે અમરેલીમાં હાઇસ્કૂલમાં ભણતા ત્યારે અમારા કુટુંબીજન રાવત વાંક પણ સ્કૂલમાં સાથે. બંને બગસરાના હોવાથી ઓળખાણ થયેલી. એ પરથી ઝવેરભાઇ અહીં અવારનવાર આવતા. આવે ત્યારે તેઓ અહીં ગીતો ગાતા, પોતાનાં રચેલાં કાવ્યો સંભળાવતા.

ઝવેરભાઈ મેટ્રીક પાસ થયા ત્યારે બગસરાના દરબાગઢની મેડી ઉપર અમે સૌએ એમને માનપત્ર આપેલું. એ મેળાવડો બાળમિત્ર-મંડળ તરફથી ગોઠવવામાં આવેલો. એનો એમણે સંસ્કૃત શ્લોક ટાંકીને ફક્કડ જવાબ આપેલો.

પછી તેઓ ભાવનગર શામળદાસ કોલેજમાં વધુ અભ્યાસ-અર્થે ગયા. ત્યાં પરમાણંદ જોશી, શ્રી કપિલભાઇ ઠક્કરને એ ત્રણેય દોસ્તો. કોલેજની બધી જ પ્રવૃત્તિઓમાં સાથે. વેકેશન પડે એટલે તેઓ બધા હડાળા આવે અને અહીં કંઈક અધ્યયન-પ્રવૃત્તિ ચાલતી હોય તો તેમાં ભાગ લે. એટલું યાદ છે કે બી. એ પાસ થયાના એ ત્રણેય મિત્રોના સમાચાર અહીં હડાળા તારથી મળેલા. એ વખતે હડાળામાં થીઓસોફીનો અધ્યયન કલાસ ચાલતો હતો. તાર આવ્યો તે દિવસે અમે અહીં મિષ્ટાન્ન બનાવેલું. તાર આવ્યો એ દિવસોમાં મારાં રામાનુજ સંપ્રદાય અંગે પ્રવચનો ચાલતાં હતાં, એમાં ઝવેરભાઈ મને ખૂબ ઉપયોગી બનેલા; કારણ એ જ વર્ષે બી.એ.માં 'શ્રી. રામાનુજ ભાષ્ય' ચાલતું.

ઝવેરભાઇએ સંસ્કૃત લીધેલું એટલે સંસ્કૃત જ્ઞાનની રીતે પણ ઉપયોગી થવા પ્રયત્નો કરતા. આમ અમારી વચ્ચે ધીમે ધીમે સંબંધ વધતો ચાલ્યો.

બી. એ. પાસ થઇને તેઓ મે. જીવણલાલ લિમિટેડમાં નોકરી કરવા કલકત્તા ગયા. પણ ત્યાં એમને ન ફાવ્યું. તેઓ કલકત્તા છોડી અહીં આવ્યા ત્યારે તેમના વિલાયતના પ્રવાસની લાંબી લાંબી વાતો કરતા. વિલાયતના પ્રવાસે તેમના ઉપર બહુ સારી છાપ નહિ પાડેલી, પણ ત્યાંનાં શિરત અને વ્યવસ્થા બહુ ગમી ગયેલાં. અહીં વાતો કરતાં તેઓ કહે: 'ભાઇ, ત્યાં તો લોકો શું સુઘડ–સ્વચ્છ હોય છે. ભાઇ, ત્યાં તો વાહનવહેવારની શી મજાની સગવડ હોય છે, ને ત્યાંના લોકોની શિરત પણ. નહિ કોઇ જગ્યાએ ધક્કાધક્કી કે નહિ કોઇ જગ્યાએ મારામારી. ભાઈ, એ તો આપણે આપણા જીવનમાં ઉતારવા જેવું ખરું. ભાઇ, પણ એ લોકો તો ગજબના પ્રવૃત્તિશીલ—' વગેરે વગેરે તેમની ભાષામાં લંડન–પ્રવાસની વાતો કરતા ને સંભળાવી અમને થકવી દેતા.

એ તો લગ્ન કરવાના નહોતા. ઇંગ્લાંડથી આવ્યા પછી ઊલટાની તેમનામાં વિશેષ સાદાઇ આવી હતી. સાદાઇથી જીવન વ્યતીત કરવા ઇચ્છતા હતા, પણ અમારી સૌની સમજાવટથી તેમણે લગ્ન કરવાનું સ્વીકાર્યું. તેઓ પરણવા ગયા ત્યારે અહીંથી–આ હડાળાના પાદરમાંથી નીકળેલા. સાથે તેમના મિત્રો હતા. પાછા ફર્યા ત્યારે કુંકાવાવ સ્ટેશને અમારી મોટર એમને લેવા ગયેલી ને આ પાદરમાંથી એ પસાર થતાં ઊભી રહી હતી. ઝવેરભાઇ ને દમયંતીબેન બંને જણાં મને વંદન કરવા આવેલાં. ઝવેરભાઈએ એ વખતે ભરતભરેલી ટોપી પહેરી હતી. મેં કહ્યું: 'એલા, આ તે શું! લગ્નના અવસરમાં આ ટોપી કાં પહેરી?'–પછી તેમને અહીં ગુલાબી રંગની પાઘડી–શેલું મેં બંધાવેલું. એ વખતે પણ અહીં તેમણે એક બે ગીતો ગાયેલાનું યાદ આવે છે.

કલકત્તા છોડયા પછી એમણે શું કરવું એ પ્રશ્ન તો હતો. એ વખતે એમનો આખો વિચારપ્રવાહ બદલો લઈ રહ્યો હતો. અહીં–હડાળાના આધ્યાત્મિક વાતાવરણનું આકર્ષણ તો હતું જ. સાથેસાથ સાદાઇથી જીવવાના તેમના મનોરથો હતા અને અમારા સૌની સાથેનો ઘર જેવો સંબંધ હતો. એ બધાને કારણે અમે ચારે ય જણાએ જિંદગીભર સાથે રહેવાનું ને આશ્રમ–જીવન ગાળવાનું નક્કી કરેલું; અમે ચાર એટલે ગિરધરભાઈ. ગુલાબચંદભાઈ, ઝવેરભાઇ અને ચોથો હું. ઝવેરભાઇને અને ગુલાબચંદને બગસરાથી અહીં બોલાવ્યા. ગિરધરભાઇ તો અહીં કલાસમાં જ હતા. અમે ચારે ય જણા હડાળાથી થોડે દૂર નદીકાંઠાની જમીન આશ્રમને માટે જોઇ આવ્યા. પછી ત્યાં આશ્રમ ઊભું કરવાનું વિચાર્યું.

અમે એમ નક્કી કરેલું કે ઝવેરભાઇ સાહિત્યની અને ખેતીની પ્રવૃત્તિઓ કરે. ગિરધરભાઈ વ્યાપારિક પ્રવૃત્તિ કરે. ગુલાબચંદભાઇ કેળવણીનું અને હું એ ત્રણેયને પૂરક એવું કામ કરું–આમ અમો ચારે જણા ભેગા રહીએ. અમે આખી યોજના કાગળ પર પણ ઉતારી, નફોતોટો મૂકયો. પણ ખેતી કરવામાં અમને કશી આવક ન દેખાઈ, ઊલટાનું એમાં ઘસાવાનું લાગ્યું. આમ છતાં અમે અમારી યોજના માટે મક્કમ હતા. પણ એ પછી યાદ નથી આવતું કે આ શ્રમજીવી જીવન જીવવાની આખી યોજના કેમ પડી ભાંગી. એટલું યાદ છે કે એ દરમ્યાન ઝવેરભાઇ ભાવનગર ગયેલા; ત્યાંથી પાછા ફરતાં, માર્ગમાં કેટલાક કાઠી–ગરાસિયાઓ સાથે વાતો થઇ. એના ઉપરથી અહીં આવીને 'મોતીની ઢગલીઓ' નામનો લેખ તેમણે 'સૌરાષ્ટ્ર'માં મોકલ્યો. આ જ તેમનો પ્રથમ લેખ. 'ચોરાનો પોકાર' તો પાછળથી બીજે કે ત્રીજે અઠવાડિયે મોકલાવેલો. ભાવનગરથી અહીં આવીને તેમનાં માસીબાને ત્યાં તોરી ગામે એ ગયેલા. ત્યાં ચોરાની વાતો ઉપરથી તેમણે 'ચોરાનો પોકાર'

લખ્યો. મને યાદ છે ત્યાં લગી એ લેખ નહોતો પણ શ્રી અમૃતલાલભાઇને ઉદ્દેશીને લખેલો કાગળ હતો.

એ લેખ છપાયા પછી તુરત શ્રી. અમૃતલાલભાઇનો અહીં ઝવેરભાઇને તેડાવતો કાગળ આવ્યો ને પાછળથી તેઓ ત્યાં જઇને રૂા. ૭૫ ના વેતનથી સૌરાષ્ટ્રમાં જોડાયા.

આ પછી તેમણે સોરઠી-લોકસાહિત્ય ભેગું કરવા માંડયું. અહીં આવીને તેઓ 'ભોળો કાત્યાળ' અને 'ચાંપરાજ વાળો' બને વાતો લખી ગયેલા. એ સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ લામાં છપાયેલ છે બાદ તેમને જે ખૂબ ગમેલી અને જેના ઉપર એમણે આંસુઓ પાડેલાં તે વાર્તા 'આહેરની ઉદારતા' મેં લખીને મોકલી હતી. તેમણે એ મઠારીને મૂકી. પછી તો ઝવેરભાઇના કાગળો આવે, નવી નવી વાતો મંગાવે, અને જાતે રૂબરૂ આવીને ટપકાવી જાય.

સ્વ. ગગુભાઇ ચારણ અહીં અમારે ત્યાં રહેતા. તેમની પણ મીઠી વાણી અને ગળું ભારે મજાનું. જાણે પણ ઘણું. તેમની પાસે બેસીને ઝવેરભાઇ લખ્યા જ કરે ને વાતો પૂછયા જ કરે.

એમણે જે 'સૌરાષ્ટ્રની રસધારો' પ્રગટ કરી છે, તેનું નામ એ 'કાઠિયાવાડની લોકકથાઓ' રાખવાના હતા, પણ શ્રી. અમૃતલાલભાઇના આગ્રહથી તેમણે 'સૌરાષ્ટ્રની રસધાર' રાખ્યું હતું.

અહીં આવીને આ વાર્તાઓ લખ્યા પછી ઝવેરભાઇએ ચારણી-પ્રયોગો બોલવાલખવાના પ્રયત્નો કર્યા, પણ શરૂમાં કેમેય કરીને ફાવે જ નહિ. 'દેથળા' 'ભણે' 'થ્યુ' 'ગરલ અંડાં ઘોડી-ગરુડના ઈંડાં જેવી ઘોડી' એવા એવા ચારણી શબ્દો ટપકાવી લે ને પછી અમારી સાથેની સામાન્ય વાતોમાં પણ એ વાપરે. વાપરતાં ફાવે નહિ ને કંઇકનો અર્થ કંઇક થઈ જાય. અમે બધા ખુબ હસી પડીએ. ગગુભાઇ તો પેટ પકડીને હસે. પછી ધીમે ધીમે ચારણી

ભાષા પર તેમણે કાબૂ મેળવી લીધો. પીંગળશીભાઈ, ઠારણભાઇ, દુલા કાગ વગેરેના પરિચયમાં આવીને એમણે ચારણી ભ.ષાને બરાબર પકડી લીધેલી. બોલે ત્યારે અસલ જાણે ચારણનો દીકરો બોલતો લાગે.

સૌરાષ્ટ્રની રસધારો પછી સંતોનું કેટલુંક સાહિત્ય પણ આ રીતે તેમણે અહીં આવીને એકઠું કર્યું છે. કેટલીક સંતો–મહાત્માની જગાઓ જોવા અમે સાથે ગયેલા. એમાં ખાસ નોંધવા જેવી વાત સંત દેવીદાસની છે. 'પુરાતન જ્યોત'માં એમણે જે દેવીદાસની કથા આલેખી છે, તે મારી પાસેથી જાણેલી. જ્યારે એ આખી વાત છપાયેલી મેં જોઈ ત્યારે મને ભારે આશ્ચર્ય સાથે દુઃખ થયું. એમણે એમાં ઘણો પાઠફેર કરી નાખ્યો. પાઠફેરની સાથે સ્થાનફેરવણી થઈ ગઇ છે. કયાં મુજાસર ગામ, ને કયાં દરિયાકાંઠો અને કયાં અમરબાઇનું પીઠડી ગામ છે. મને તે ગમેલું નહિ. અમારી વચ્ચે એ વિષે પત્રવહેવાર થયેલો.

ઝવેરભાઇ અહીં રૂબરૂ આવ્યા ત્યારે મેં એમની સાથે વિગતથી વાતો કરી. કહ્યું: 'ભલા, બીજું તો ઠીક, પણ આ ભારે ભૂંડી થઇ છે. આ બેને ( 'સંત દેવીદાસ'માં આવતાં અમરબાઇ અને શાદૂળ ભગતને) કયાં ભેગા કર્યાં—ને કર્યાં તો કર્યાં પણ આમ ?'

ઝવેરભાઇ કહેઃ 'એ બંને જુવાનજોધ—After all they were human-beings. એકી સાથે રહેતાં હોય પછી શું પૂછવું.'

પછી પાછળથી તેમને પણ ખોટું થયાનું લાગી આવેલું અને જાણવા મુજબ એમણે બીજી આવૃત્તિમાં આ બધો ઉલ્લેખ કર્યો છે. આવો જ પાઠફેર આપા દાનાની કથામાં થઇ ગયો છે. સંતોના પરચા વિષે મેં એમને કહેલું કે 'ભાઇ, આ કાંઇ મનખા દેહની વાતો નથી. આ તો Human-beings થી આગળ ગયેલા માનવ આત્માઓની

વાતો છે. આપા દાનાએ પોતાના થૂંકથી આગંતુકનાં ગૂમડાં મટાડી દીધાં તેમ ઝવેરભાઈ, તમે કાં નથી મટાડી શકતા ?' પણ એ બધું તેમણે એક Phenomenon : પ્રક્રિયા તરીકે ઘટાવેલું છે.

કાઠી-સંસ્કૃતિથી તેઓ અપરિચિત એટલે ઘણી વાર ભૂલો કરી બેસતા. હું કહેતો : 'ભાઈ, કાઠી આમ ન કહે, આમ ન બોલે. કાઠિયાણી કાઠીને ખોળામાં લઈને ન ચૂમે. બહારવટિયાનો સાંઢિયો કણકણે નહિ. એવું તો એના લોહીમાં યે ન હોય.' પછી તો ધીમે ધીમે કાઠી ભાષા, રહેણીકરણી, સંસ્કૃતિનો એમને પરિચય વધ્યો. છેવટ 'સોરઠ તારાં વહેતાં પાણી–' પણ લખ્યું. એની વસ્તુસંકલના અહીંથી ભેગી કરેલી. એ કહેતા: 'હું અહીં એક અઠવાડિયું તમારી પાસે રહું તો 'સોરઠ તારાં વહેતાં પાણી–' બીજો ભાગ લખી નાખું.' તેમણે છેલ્લે છાપેલી 'રંગ છે બારોટ!'ની દરિયાપીરની દીકરીવાળી વાત પણ અહીં આ ગઢમાં બેસીને '૨૨ ની સાલ દરમ્યાન લખી લીધી હતી. તે પછી છાપવાવેળાએ તેમણે મને મોકલી હતી. મેં કેટલુંક સુધાર્યું ને કેટલોક ફેરફાર સૂચવ્યો.

દુહા અહીંથી ઘણા લઈ ગયેલા.

પેલી જૂમા–અચળા રાજકુમારની પ્રિયતમા–બિન ઉપર પોતાનો હારરૂપી પ્રિયતમ બીજી કને ગયાનું ગાય છે ત્યારે અચળો જે જવાબ છે દુહો એમને બહુ ગમેલો :

**કણુરે હાટે મૂકિયો,**
**ભોજન લિયાં અપાર,**
**ઇ હારને છોડાવવા**
**વેગે કરશું વાર.**

(અચળો કહે છે—કહો કયા, વેપારીના હાટડે અન્ન લેવા એ હાર મૂકયો છે ? એ હારને છોડાવવા હું તમોને હમણાં નાણાંની મદદ કરું.)

ત્યારે બીન માથે ગાતી ગાતી જુમા જવાબ વાળે છે:

**કણુરે હાટે ન મૂકિયો, ભોજન લિયાં ન અપાર,**
**(પણ) જેની નાર કુભારજા, ઇ માગ્યો દે ભરથાર.**

(હે ઠાકોર ! અમે અન્નદાણાને કાજે એ હાર કોઈ વેપારીને હાટડે નથી મૂકયો. આ તો એક એવી કુભારજાને દીધો છે, કે જેણે હાર પહેરવાને સાટે પોતાનો ભરથાર અમને માગ્યો આપેલ છે.)

બે મહિના પહેલા અહીં આવ્યા ત્યારે તેમનાં છેલ્લાં બે પ્રકાશનો 'રંગ છે બારોટ !' અને 'પરકમ્મા' અહીં સાથે લાવેલા. મેં તેમાં ઘણા સુધારાવધારા કરાવ્યા છે ને કરી રહ્યો છું, પણ હવે તો...

ઝવેરભાઈની લખવાની ઝડપ તો ગજબની. હું વાતો કરું એ ટપકાવી લે. એક બાજુ જઈને નિરાંતે પૂરી કરી લે. એ પછી મને વંચાવી જાય. એમને વાત પણ કઢાવતાં આવડે–'હાં પછી... પછી શું એનું થયું ? પછી એ કયાં ગયાં ? પછી એમણે ત્યાં શું કર્યું ?' ...આમ પછી–પછી–તો ચાલતું જ હોય.

એમના સંશોધનની ઘણી સામગ્રી આ ભૂમિમાંથી એમને મળી છે, એ અમારા સૌને માટે ભારે આનંદની વાત છે. હજી મારી પાસ તો થોકબંધ પડયું છે. તેઓ આવું છું, આવું છું—નિરાંતે આવું છું તેમ લખ્યા જ કરતા. પણ આવ્યા નહિ અને અમારે સાથે મળીને આનંદ લેવાનો મોકો ફરીથી આવ્યો જ નહિ. હવે તો—

# કોલેજનાં સંભારણાં

**શ્રી. કપિલ ઠક્કર**

મેઘાણીભાઈનાં સ્મરણોનો સાગર ભર્યો છે—મીઠો સાગર. સેંકડો તરંગો આવે છે. કયા કયા તરંગોની છાપ કાગળ પર ઉતારી શકાય?

આજકાલ કરતાં ચોત્રીશ વરસનો અમારો સંબંધ. ત્રીશ વરસથી તો મારા કુટુંબ સાથે એ એક બનેલા. મારાં સ્વ. પૂજ્ય માતાપિતા, મારા ભાઈઓ, પત્ની, બહેન, સંતાનો. એ બધાંના એ મેઘાણીભાઈ હતા. સૌનાં અંતરમાં એમનાં સ્મરણો સંઘરાયેલાં. જનારાંઓ લઈને ગયાં. બાકી રહેલાંઓનાં અંતરો નિચોવતાં આંસુ સાથે એ બહાર આવશે.

'એ ગયા' એવા ખબર પ્રથમ સાંભળતાં એક વાક્ય પ્રથમ બોલાયું: 'મારી વદાયના ખબર એ સાંભળે એવું નિર્માણ ઘટે. એમની વદાયખબરો મારે સાંભળવા પડશે એવી કદી અનિષ્ઠ કલ્પના પણ નથી આવી.'

૧૯૧૩નું વરસ યાદ આવે છે. સામળદાસ કોલેજના પ્રિવિયસ કલાસમાં એ અમરેલી હાઈસ્કૂલમાંથી મેટ્રિક થઈને આવ્યા. હું હતો ઈન્ટર કલાસમાં. બે અવરની વચ્ચે મારા વર્ગની બહાર લોબીમાં હું ઊભો રહું. બાજુના પ્રિવિયસ કલાસમાંથી એક વિદ્યાર્થી બહાર આવે અને થોડે દૂર એ પણ ઊભો રહે. લાંબો સફેદ કોટ, ધોતિયું અને માથા પર કોઈક વખત વાળની ગૂંથેલી ઊંચી બેંગ્લોર ટોપી, કોઈક

વખત સફેદ, પછવાડે છોગું લટકતો બગસરાનો સફેદ ચોકડીવાળો ફેંટો. હંમેશા સફેદ અને સ્વચ્છ. કોલેજમાં નવા વિદ્યાર્થીઓ તો ઘણા આવે અને લોબીમાં પણ ઘણા ઊભા રહે. પણ આ વિદ્યાર્થી 'એકલડો ને અણુપૃચ્છેલો' કોઈની સાથે વાતો ન કરે. કોઈ સાથે ભળે નહિ. પણ દૂરથી હું એની સામે મિનિટો સુધી જોયા કરું. એ મારી સામે જુએ.

આ કોણ હશે? એ કયાંથી આવે છે? એ બોલે છે કેવી રીતે? એને જોયા તો કરું છું, પણ એને બોલતા સાંભળવા માટે શું કરવું?

કોલેજમાં એ દિવસોમાં હું એક પ્રવૃત્તિમય વિદ્યાર્થી ગણાતો. જીમખાના, ડિબેટ, સોશિયલ–ગેધરીંગોમાં મારું સ્થાન નેતાગીરી કરતા વિદ્યાર્થીઓમાં હતું. એટલે નવા આવનાર વિદ્યાર્થીઓ મારી સાથે એકદમ વાત ન કરી શકે.

પ્રિવિયસ કલાસના એક મિત્રવિદ્યાર્થીને મેં એક વાર પૂછ્યું: 'આ ભાઈ તમારા કલાસમાં કોણ છે? કયાંથી આવે છે? એને વિષે કંઈ કહેશો? કંઈ જાણો છો?'

એ ભાઈએ કહ્યું: 'એ છે જનક રાજા.'

'એટલે?' મેં પૂછ્યું.

'એ જનક જેવા વિદેહી છે. વર્ગમાં સૌની પાછળ બેસે છે. કલાસમાં બરાબર ધ્યાન આપે છે. કોઈ સાથે બોલતા નથી. દરેક લેકચર પૂરું થયે બહાર આવી ઊભા રહે છે.' એમણે કહ્યું.

મેં કહ્યું: 'પણ એની આંખોમાં કંઈક એવું છે જે મૂંગી ભાષા બોલે છે. તમે એને બોલતા સાંભળ્યા છે?'

'ના. એ કદી બોલતા નથી.' જવાબ મળ્યો.

એ પછી કોઇ કોઈ વાર કૉલેજની બહાર નીકળતા સમૂહમાં હું એમની પાછળ છાનોમાનો ચાલતો, કદાચ કોઇ સાથીની સાથે વાતો કરતાં એકાદ શબ્દ મારે કાને પડી જાય એવી આશાએ, પણ એ આશા ફળી નહિ.

ડિબેટીંગ સોસાયટીની એક મીટીંગ. સોએક વિદ્યાર્થીઓની હાજરી. 'કાઠિયાવાડી'ના ઉપનામથી લખતા, એ પ્રો. દવે સાહેબ પ્રમુખ હતા. છેવટને બાંકડે આવી એ વ્યક્તિ બેઠી. હું પણ જરા દૂર બેઠો. ચર્ચાનો વિષય લાંબો ચાલ્યો નહિ. પ્રો. દવેએ સૂચના કરી, 'કંઇક સાહિત્ય-વાંચન થાય તો આપણું કામ ચાલે. તમારામાંથી કોઈ કંઇ વાંચન કરી શકે તો એવું કંઇક રાખીએ '

આંખી સભામાંથી કોઇ બોલ્યું નહિ. બેપાંચ મિનિટ પછી એ વ્યક્તિ બોલી–હમણાં જ જાણે સાંભળ્યા હોય એવા એ શબ્દો આજે પણ યાદ છે–' Sir, if you allow me, I shall read, in the next meeting, some passages from Kalapi's 'Mala' and 'Mudrika' (સાહેબ, પરવાનગી આપો તો આવતી સભામાં કલાપીના 'માલા અને મુદ્રિકા'માંથી થોડાએક ફકરાઓ વાંચું.)

ઘંટડી વાગતી હોય એવો મૃદુ એ અવાજ, પ્રથમ વાર, અઠવાડિયાઓ સુધી રાહ જોયા પછી આખરે સાંભળ્યો. એ અવાજ બુલંદ કે પહાડી નહોતો; ઘોઘ જેવો યે નહોતો; ઝરણા જેવો હતો.

સાથોસાથ જાણ્યું કે આ કલાપીને પિછાણનાર વ્યક્તિ છે. મારી આતુરતા વધી.

મારા મિત્ર ગિરજાશંકર ભટ્ટ એ વરસે પ્રિવિયસ કલાસમાં હતા. મારી એ વરસોમાં લખાયેલી એક ગઝલ એ વારે વારે ગાય. આ ભાઈ સાથે એમને સંબંધ હતો. જશોનાથ હોસ્ટેલની એમની

ઓરડીમાં જઈને ગિજુભાઈ બેસે અને કોઈ વખતે ગાયનો ગાય. એમાં મારી ગઝલની લીટીઓ પણ આવે:

> અમારી શ્યામ પાંખો પર
> પડયા છે બર્ફના છાંટા,

આ લીટીઓ એ ભાઈને ગમી. લખનારનું નામ પૂછ્યું. અમારો પરોક્ષ પરિચય થયો.

ગિજુભાઈને મેં એમને માટે પૂછ્યું. એમણે મને માહિતી આપી: ‘એ ભાઈનું નામ ઝવેરચંદ કાળીદાસ મેઘાણી. એ બગસરાના વતની છે. એમના પિતા એજન્સીના પોલીસખાતામાં જમાદાર છે. પેલી ગઝલ સાંભળી તમારે માટે એ પૂછતા’તા. ઇચ્છા હોય તો એમની ઓરડી પર એક દિવસ જઈએ.’

એ વાત મુજબ એક સાંજે એની ઓરડી પર હું ગયો. એ અમારો પ્રથમ પરિચય. એ પછી દરેક અઠવાડિયે અમારી મુલાકાત ચાલુ થઈ. અમે કલાકેક બેસતા. સામસામા જોતા. વાતો કરતા. કુંડાળા–બગસરાના દરબાર મુ. બાપુ શ્રી વાજસુરવાળાને એ દિવસોમાં હું નામથી જ જાણતો. એક આગેવાન થીયોસોફિસ્ટ તરીકે હું એમની ખ્યાતિ સાંભળતો. એક વાર એમને મુંબઈમાં જોયેલા. પણ ઝવેરચંદ મેઘાણી બગસરાના વતની એટલે દરબાર સાહેબ અમારી વાતોનું એક પાત્ર બનતા. પણ મોટે ભાગે અમે સામસામા મૂંગા જ બેસતા અને કંઈ ગૂઢ ભાવના અનુભવતા.

એ ઝવેરચંદ મેઘાણીનાં એ પછીનાં ત્રીશથી વધારે વરસોનાં સ્મરણો અંતરમાં પડયાં છે, એને સિલસિલાબંધ કઈ રીતે આપું?

સામળદાસ કોલેજ મેગેઝીન શરૂ થયું.

એના પહેલા અંકમાં મારું એક અંગ્રેજી કાવ્ય અને એમનો

એક ગુજરાતી લેખ છપાયાં. આખા અંકમાં એ બે લેખોને પ્રિન્સીપાલ સંજાણાએ ઉત્તમ ગણ્યા. એ એમનો પ્રથમ છપાયેલો ગુજરાતી લેખ; એ અમારી વચ્ચેની વધારાની કડી હતી.

૧૯૧૪ની કૉલેજની સોશિયલ ગેધરીંગના નાટયપ્રયોગો વખતે એમણે ખબરદારનું 'અમારી ગુણવંતી ગુજરાત' ગાયું અને મરહુમ મહારાજા સર ભાવસિંહજીથી માંડી આખી સભા સ્તબ્ધ બની. એ એમનો પ્રથમ જાહેર ગાયનપ્રયોગ.

સવારના વહેલા ઊઠી માટલામાં ભરી રાખેલા પાણીએ ઠંડા પાણીએ નાવું, કપડાં હાથે જ ધોવાં, એક આશ્રમવાસી વિદ્યાર્થીના જેવું જીવન ગાળવું, એ એમનો એ વરસોનો નિયમ હતો.

એ ઝરણા જેવા સૂરને, એ ઘંટડી જેવા સ્વરને પર્વતશિખરથી પડતા ધોધ જેવો થતો નિહાળ્યો. એ પાતળી કાયાને કદાવર બનેલી આટલાં વરસો દરમ્યાન નિહાળી છે. એ એક લેખમાંથી પચાસ–પોણોસો પુસ્તકો પ્રગટતાં જોયાં છે. પાંચસો માણસના સમૂહને ગીતોથી મુગ્ધ કરનારને હજારોની મેદનીને કલાકો સુધી થંભાવી દેતા જોયા–જાણ્યા છે. પણ એ કોમળ હૃદયસ્નેહ, એ આશક–માશુક જેવો મૈત્રીભાવ આટલાં વરસો દરમ્યાન એવો ને એવો અનુભવ્યો છે. વઢયા છીએ, અબોલા રાખ્યા છે. 'મારા પર પત્ર ન લખશો, આ મારો છેલ્લો પત્ર છે.' એવી ધમકીઓ પણ સાંભળી છે, છતાં એવા ને એવા રહ્યા છીએ. ભરસભામાં ભેટીને મળ્યા છીએ. એકબીજાને બાથમાં લઇને રડયા છીએ.

અત્યારે તો, મુ. શ્રી. નટવરલાલભાઈ સુરતી સાહેબે મને એમની વદાય વિષે વાતો કરતાં Tennysonની લીટીઓ યાદ આપી તે જ મૂકવી ઘટે:

'O for the touch of a vanished hand,
And the sound of a voice that is still'

# ચારણમિત્ર મેઘાણીભાઈ

## કવિ દૂલા ભાયા કાગ

કયો પ્રસંગ લખું અને કયો જાતો કરું ! એમનાં ગીતોની કઈ લીટી લખું ને કઇ ન લખું ? એમના જીવનનાં કેટલાં પાસાં યાદ કરું અને કેટલાં વિસરું ? શું લખું અને શા માટે લખું ? કોણ જાણે કાંઈ ખબર પડતી નથી.

આજથી પચીસ--ત્રીસ વર્ષ અગાઉ ચારણ એ શબ્દ કાને પડતાં શહેરીજનો સુગાતાં અને બીતાં. પ્રજાવર્ગમાં કોઈ ખુશામદ-ખોરની વાત આવે તો એમ બોલે કે 'હું કાંઇ ચારણ–ભાટ થોડો છું ?' ગુજરાતની સાચી બનેલી એક વાત છે, કે એક ચારણ જુવાને એક બાઇ પાસે પાણી પીવા માગ્યું. બાઈએ પૂછ્યું: 'કેવો છો ?' કે 'ચારણ છું.' એટલે વિસ્મય પામેલ દીલે બાઈએ કહ્યું કે: 'અરરર ? નાનો બાળક બિચારો ચારણ થઇ ગયો છે ! ' એટલે કે બાવો થઈ જાય તેમ ગમે તે માણસ ચારણ થઈ શકે !

બીજી એક વાત છે સોરઠની સંસ્કૃતિ સમા શહેર ભાવનગરની ચાળીશેક વર્ષ અગાઉની. રાજ્યકવિ શ્રી પીંગળશીભાઇને એ વખતના એક ખાતાના ઉપરી સાહેબે કીધું કે: 'કવિરાજ ! ઘોઘા દરવાજે આજે તો ચારણ ભાઇઓએ ઘણી સારી રમત કરી. છેલ્લે છેલ્લે દોર પર પગમાં થાળી રાખીને ચાલ્યા.' પીંગળશીભાઇએ હાયું મોઢું રાખીને કહ્યું કે: ' સાહેબ ! એ તો નટ લોકો કહેવાય. એ નટ ચારણ અને અમે એકલા ચારણ. ' એમ કહી હસ્યા.

વીસેક વર્ષ અગાઉ હું તુલશીશ્યામ હતો ત્યાં શિંદે સાહેબ કરી વડોદરાના પોલીસસૂબા આવેલ. તેમણે મને પુછ્યું કે 'પરજીઆ ચારણોમાં અને પરજીઆ સોનીમાં શો તફાવત?' મેં કહ્યું કે 'દક્ષિણમાં ગાયકવાડની અટકના હરિજનોની એક જાત છે; તેમાં અને ગાયકવાડ સરકારમાં જેટલો તફાવત, એટલો જ.'

આવા પ્રસંગો લખવાનો હેતુ એ છે કે છેલ્લે છેલ્લે ચારણોની પરખ આ જાતની રહી હતી. એ જ અમો ચારણો પર શ્રી મેઘાણીના અનંત ઉપકાર છે. ચારણ કોણ, કેવો હોય, એના જીવનની ટેક અને જીવતર કેવાં હોય, એની સાચી છબી એણે ખેંચી. શહેરે અને પાટણે, બંગલે અને ઝૂંપડે, દેશ અને દેશાવરમાં રસધાર–બહારવટીઆ અને ચારણી સાહિત્યની ચોપડીઓ દ્વારા એ છબી એમણે રજૂ કરી.

પાંચસો વર્ષના ઇતિહાસમાં કોઇ અન્ય કવિ, પંડિત કે લેખકનો ચારણી સાહિત્યમાં પગપેસારો થયો જ નથી. એટલું એ અગમ્ય સાહિત્ય છે. વેદોના સંસ્કૃતનું વ્યાકરણ જેમ બીજા સંસ્કૃતથી જુદું છે તેમ ચારણી સાહિત્યના મર્મો, માપ, છંદો, ગીતો, પીંગળ અને શબ્દજોડણી સાવ જુદાં જ છે. ચારણી સોરઠા, દોહા, સપાખરાં અને સાવજડાં ગીતો બીજા કોઇ કવિઓ હજી સુધી લખી શકયા નથી. એ બબાતનો સાચો કે ખોટો પણ ચારણ કવિઓને એક ગર્વ છે.

એ સાહિત્ય સંપાદન કરવું એટલે તો લંકાથી હેમ લાવવા જેવું કઠણ છે. એવા દોયલા કામને શ્રી મેઘાણીએ સોયલું કેમ કરેલું? દિવસોના દિવસો, રાતોની રાત ચારણો સાથે એ વસેલા, આગલાની જ રીતભાતથી રહેલા. ધીરે ધીરે વાતો ચાલે, વળી બંધ પડે, કયારેક તો વાર્તાકાર શંકાશીલ બને કે આપણું જૂનું બધું આ કયાંક લઈ જશે! એમને બોલાવવાના રસ્તા શોધવા એ કઠણમાં કઠણ કામ. એમનાં બધાનાં અંતરમાં વસી જઇને એમણે એવું કામણ કરેલું કે

પછી તો એને જોઇને કોઈ ચારણ, બારોટ કે વાર્તાકાર મેને જોઈ મોરલો હરખે તેમ હરખી ઊઠતા. બાવડાં ઝાલી ઝાલી જૂની નવી બધી વાતો ગીતો એમની આગળ મોકળે મોંએ ઠાલવતા. એકની એક વાત પચીસ રીતે રજૂ થાતી. એકનાં એક ગીતદોહા વિધવિધ રીતે રજૂ થાતાં. એ બધા ખાતરના ધૂળના ઉકરડામાંથી સોનું શોધી કાઢવાનો સંચો કુદરતે એમના હૈયામાં ગોઠવ્યો હતો.

ચારણી સાહિત્યના કેટલાક શબ્દાર્થો અમે પોતે અને વૃદ્ધો પણ ન સમજતા. એના સાચેસાચા અર્થો મેઘાણીએ કરેલા છે. દાખલા તરીકે એક કાવ્ય છે, એમાં ભાદરવા મહિનાના વર્ણનની એક પહેલી અને એક છેલ્લી બે લીટીઓ છે, જેનો અર્થ રચનારે કલ્પ્યો હશે અને બીજો મેઘાણીએ કરેલો.

દધફૂલાં વાગે ડમર
કંગામંગા કૈલાસ,
વીજ વળંકે ચોવળાં
પ્રપન્ન ભાદ્રવ માસ–

એમાં પહેલી લીટીમાં જે **દધફૂલાં** છે એનો અર્થ અમો બેચાર મિત્રો વચ્ચે એમણે પોતે તુરત જ એવો કરી આપેલો કે, એ તો દૂધફૂલીઆં: ડુંડાં. ચારણી ભાષાના પ્રયોગોમાં દૂધફૂલાંનું દધફૂલાં મૂળ કવિએ કરેલું હશે.

બીજી એની છેલ્લી લીટી એવી છે કે:—

**કાગરખા મખ ધ્રમ કિયા—**

ભાદરવા મહિનાના વર્ણનમાં કવિ કહે છે કે શ્રાદ્ધપક્ષમાં લોકો કાગઋષિને જમાડીને ધર્મ કરે છે. પણ અમને કોઇને એ અર્થ સૂઝેલો નહીં. એ અર્થ પણ એમણે જ કરી આપેલો.

કાગવાણીનો પહેલો ભાગ છપાતો હતો. તેમાં ગાંધીજીનો મેં એક ભુજંગી છંદ લખેલો. એની ત્રીજી કડીમાં—

**તું'હી સોવરં જેલ જાડા કિનારો**
**હૈયા નિર સરવાણ ફૂટયાં હજારો–**

એનો ભાવાર્થ એવો છે કે ગાંધીજી રૂપી તળાવના પાણીને રોકવા જેલરૂપી પાળ બાંધી છે, છતાં સરવાણ તો વહ્યા જ કરે છે.

પણ કાવ્યને માપે પહેલી લીટી બરાબર ન ગણાય. આખો દિવસ બોટાદમાં તેમની મેડી પર એ લીટી બદલવા હું મથ્યો, પણ કંઇ મેળ ન થયો. રાતે એ રાણપુરથી આવ્યા. વાતચીત થઈ. હોકો પીતાં પીતાં એમણે લીટી પૂરી કરી:

**મહા શક્તિનો ધોધ તું બંધ જાડા**
**તને રોકવા દોખીએ બાંધ્ય આડા**
**ચીરી ત્યાંય પાખાણ સરવાણ વ્હેતાં**
**નમો હિંદના પાટવી સંત નેતા.**

શુદ્ધ ચારણી સાહિત્યને દિપાવે એવા ભાવવાળી આ કડી એમની રચેલ છે.

બીજાં એમનાં ગીતો 'વીર બંદો', 'રાત ઘંટા ચાર વાગે' અને 'શિવાજીનું હાલરડું' ચારણી ઢાળનાં, માપનાં અને ચારણી શબ્દોના પ્રયોગથી રચાયેલાં છે. 'શિવાજીના હાલરડા'માં—

**તેદી તારે શીર ઓશીકાં, મેલાશે તીર બંધૂકાં.**

એ પણ પૂરેપૂરો ચારણી પ્રયોગ છે.

ચારણી ભાષા ઘણી અગમ્ય અને તરતમાં લોકભોગ્ય ન બને એવી છે, એટલે એમણે એ ભાષામાં વધારે ગીતો નહોતાં લખ્યાં.

રસધાર લખાતી હતી. પોરસાવાળાના દુહા થોડાક વધારે મળે તો ઠીક, એમ એમણે મને કહેલું. હું મારા દીર્ઘસુત્રી સ્વભાવ પ્રમાણે ભૂલી ગયેલો. ઉપરાઉપર ત્રણ પત્તાં આવ્યાં, એટલે ૭ દુહા ઘરના જ બનાવી મોકલી દીધા અને લખ્યું કે આટલા મળ્યા છે.

વળતાં એમનો કાગળ આવ્યો કે 'દુલાભાઈ! આ દોહા જો તમારા લખેલા હોય તો થોડાક વધારે લખી નાખો ને?'

કાગળ વાંચી હું તો ઠરી ગયો કે વાહ મેઘાણી! કયા પુણ્યથી પ્રભુ માણસને આવી અક્કલ આપતો હશે? આ દોહા—

વાછરડું વાળા! ભાંભરતાં ભળાય,
પણ પરનો આતમ થાય, પરસ્યા વીણના પોરહા. (૧)
ઊડી મન અંબર ચડે, સકવાં જીં સદાય,
ત્યાં કફરી રાત કળાય. હજુ પો ન ફાટે પોરહા. (૨)

હે પોરસાવાળા! સામે વાછરુ બાંધ્યું હોય અને ગાય દૂર ઊભી હોય, પણ એ વાછરુને અને ગાયને બન્નેને મળ્યા સિવાય શાંતિ થતી નથી. (૧)

વિયોગરૂપી રાત પડી છે. ચકવીચકવો સૂર્યોદય જોવા ઊડી ઊડીને ઊંચે ચડે છે, પણ કયાંયે સંયોગનો સૂર્ય દેખાતો નથી. (૨)

એ રીતે સાત દોહાઓ લખેલા. રસધારમાં એમણે બધી વીગત આપી આ દોહા લખ્યા છે.

પછી તો આગળના અને મારા રચેલા નવા દુહા ઘણા કવિમિત્રોને મેં મોકલ્યા કે આમાંથી નવા દુહા શોધી કાઢો, પણ એક મેઘાણી સિવાય કોઇથી એ બની શકયું નથી.

જોગડાની વાતના દોહા અમે નાનપણથી શીખેલા અને બેલતા. પતિ મરી ગયા પછી સ્ત્રી કહે છે કે—

સેંથો સ્થાને માટ, અમે પાટી હાળીને પૂરીએ
લખેલ તે લલાટ, હવે જટા વણવી જોગડા.

કડલાં કેને કાજ પગડા ધોઇને પહેરીએ
ભાંગુ દઉં ભડથાર, તું જોખમતે જોગડા.

મરકીન હસતે મુખ, કદી બરકીન બોલાવ્યાં નહીં
એનું દીલમાં રહ્યું દુઃખ જનમોજનમનું જોગડા.

એવા એવા પચીસ દોહાઓ છે. આ વારતા મેં તુળસીશામ રૂખમણીના ડુંગરા પર માંડેલી. એક પછી એક બધા દોહા ફેંકયા. વાત પૂરી થઇ. એકબીજાના હાથ ઝાલી આથમતે સૂરજે હેઠા ઊતરતાં ઊતરતાં એમણે પૂછ્યું કે 'આ દુહા કેના કહેલ છે?' મેં કહ્યું કે 'આ તો એ વાત બની તે દિવસના છે. મારા બાપુ પાસે પણ મેં સાંભળેલા.' એ વાત એમને ગળે ન ઊતરી. એ કહે કે 'આ તો પાછળથી હમણાં રચાણા લાગે છે.'

પાછળથી એની શોધખોળ અમે કરી. છેવટે એમાં સાચું એમ નીકળ્યું કે એ દોહા વીકટર તાબે ડોળીઆ ગામના મહાકવિ અને ભક્તરાજ શ્રી ગીગા રાવળના પાછળથી રચેલા છે. હજુ સુધી અમો પારખી શકતા નથી કે આ દોહા પાછળથી રચાણા એમ એમણે શાં પરથી કલ્પ્યું હશે.

રસધારની વાતો એ તો ચારણોની વારતાનો ફોટો છે, વેવલાં લખાણ નથી. સાથેસાથ ચારણો પણ ઘેલા થઇ સાંભળે એવી રીતે એ વાર્તા માંડી શકતા હતા. હજુ સુધી ચારણીવાર્તા અન્ય કવિઓ માંડી શકતા નથી.

આજથી નવ વર્ષ પૂર્વે રાજકોટ મુકામે અખિલ હિંદ ચારણ સંમેલન મળ્યું હતું. કચ્છ, કાઠિયાવાડ, ગુજરાત, સિંધ, થરાદ, માળવા, મેવાડ, મારવાડ અને મધ્ય પ્રાંતના સુકવિઓ અને વાર્તાકારો મળેલા. એક

ચારણ બેઠો હોય તો પણ વાત કરવાનો અન્ય માણસને સંકોચ થાય. એને બદલે એવા બે હજાર ચારણ ત્યાં મળ્યા હતા. એમાં ઘણા તો કવિરાજો હતા.

એમની વચ્ચે બધાના આગ્રહથી એ વામન પણ વિરાટ સમો માંચડા પર ઊભો થયો. એની કસૂંબલ, તૃપ્ત અને રીધિયલ કેરીની ફાડ જેવી આંખ સભાને ખૂણે ખૂણે આડીઅવળી ફેરવી અને મારવાડી ગીતથી શરૂ કર્યું. મોરલા સામા હોંકારા દેવા માંડયા. રાજકોટ ગાંધર્વનગર સમું બની ગયું. મેદનીનાં હૈયેહૈયાં દળાવા માંડયાં. બરાબર પોણાબે કલાક કોઇએ હોકાની ઘૂંટ ન ખેંચી. હોકા ઓલવાઇ ગયા.

લીંબડી કવિરાજશ્રી શંકરદાનજી તો ઊભા થઇ એમને ભેટી પડયા. હસવા લાગ્યા કે 'મેઘાણી ! કળજુગ આવ્યો લાગે છે ! એ સિવાય કાંઇ વાણીઓ ગાય અને બે હજાર ચારણો ચુપચાપ ઘેટાં જેમ સાંભળે એ બને ખરું ?'

મેઘાણીએ કહ્યું કે 'મુરબ્બી ! આ તો આપનું જ છે. હું તો ચારણોનો ટપાલી છું. બધે પહોંચાડું છું.'

એમનાં લોકગીતો વિષે મારે લખવું નકામું હું માનું છું. એમણે કબર ખોદી કાઢી મૈયતોને ઉઠાડયાં અને જિવાડયાં. એણે મસાણે મસાણ જગાડયાં. કાળી રાતે મસાણોમાં સાદ પડયા. મુડદાંએ હોંકારા દીધા. હજારો પ્રેતોને એમણે કપડાં પહેરાવ્યાં. એ પ્રેત નથી, નીચાં નથી, લુચ્ચાં અને હરામખોર નથી, એમ સાબિત કરી જગતના ચોકમાં ઊભાં રાખ્યાં. માણસોએ કબૂલ કર્યું કે હા, એ સાચાં માણસ છે.

'રાણો અને કુંવર' 'વીકઇ અને કમો' 'સૂરજની સાખે' 'ઓળીપો–' એવી ઘણી ઘણી વાતો રસધારમાં લખી. આ બધી

ઊંચામાં ઊંચા સોરઠી જીવનની વાતો. કહેવાતા શિષ્ટ અને સારા વર્ગના માણસો વચ્ચે એવી વાતો બોલાતી જ નહિ. દોહા કે ગીતો ગવાતાં નહિ. એ બધું હલકું સાહિત્ય લેખાતું.

આપણા બધાના આવા જૂઠા અન્યાયથી બળી ઓલાણેલાં એ સાચેસાચાં માનવીઓને એણે પોતાની કલમથી અમૃતજળ છાંટી બેઠાં કર્યાં, ઠંડાં કર્યાં ને સાહિત્યકારોની કોરટમાં એનો કેસ ચલાવ્યો. એ એમનો ધર્મનો વકીલ બન્યો. એના પર હલકટનો મુકાયેલ આરોપ એમના જ બચાવમાં એણે ફેરવી દીધો. જુરી સહિત આખી કોરટે હા પાડી; સૌએ હા પાડી. સોરઠી રસધાર સાચી છે, એમ દુનિયાએ હા પાડી. એવો એણે પરચો પૂર્યો.

એમને રાણા અને કુંવરની વાત બહુ જ ગમતી. રાણા–કુંવરના દોહા એના ગાનમાં ચાલ્યા જ કરતા હતા. રાણો મહુવા પાસે વાંગર ગામનો રબારી. ગિરમાં જાય છે ત્યાં કુંવર કરીને ચાભાડ કોમની એક કન્યા એને મનથી વરે છે. એકબીજાં મળી શકતાં નથી. રાણો ત્રીજે વરસે પાછો વાંગર ચાલ્યો આવે છે. પછી બરાબર નવ વરસે નાતબંધનને સૂતાં મેલી ગિરની એ ઘોર વનરામાંથી અને સાવજોનાં જડબાંમાંથી એકલી કુંવર ભાગી નીકળે છે. વાંગર ત્યાંથી ત્રીસ ગાઉ દૂર છે. બીજી રાતે બરાબર સોપો પડતાં એ વાંગર પહોચે છે. રાણાનું ઘર પૂછી ફળીમાં જાય છે.

પચાસેક ગાયો વચ્ચે રાણો સૂતો છે. માથા પર ઓઢેલ પછેડીનો છેડો કુંવર તાણે છે. કોઇ ગાયે મોઢામાં છેડો લીધો હશે, એવા ભ્રમથી સૂતો સૂતો રાણો બોલી નાખે છે: 'હે માવડી! હે...એ...' શબ્દ સાંભળી કુંવરના ટાંટીઆ ભાંગી પડે છે....કડક દઇને કુંવર બેસી જાય છે. બોલે છે: 'રાણા! બહુ ભૂંડી કરી...' રાણો સાદ ઓળખી જાય છે. સવાર સુધી રાણો ખાટલામાં અને કુંવર હેઠી એમ રાત જાય

છે. કુંવરે કહ્યું: 'રાણા ! તેં મને મા કહીને બોલાવી. હવે શું થાય ?' રાણો કહે કે 'કુંવર ! હવે તો તું મા ને હું દીકરો.' એમ એ આખો અવતાર ગાળે છે.

ક્યાં એ જૂનાં માણસ અને ક્યાં નવા જમાનાનાં દિવસમાં દસ વખત લડતાં બાધતાં અને છુટાછેડા માટે કોરટોમાં કેસ ચલાવતાં માંયકાંગલાં ઉતાર માનવી ! ધૂળમાં ખોવાઇ ગયેલ આવાં જૂનાં માણસોની એણે ઓળખાણ આપી, એટલે હું એને ધૂળધોયાની ઉપમા આપું છું. પોતે ધૂળ ફાકીને સાચું સોનું આપણને આપતો ગયો.

ડાકુ, રાક્ષસ, નરાધમ, નાલાયક, ફાંસીને માંચડે લટકવા યોગ્ય, એવા હલકામાં હલકા શબ્દો બહારવટિયાને લગાડવામાં ખપી ગયેલા. એમણે એની કલમના પ્રયોગથી એ બધાના આત્માને જીભ આપી બોલાવ્યા અને જગતના ચોકમાં એનો ઇતિહાસ લખ્યો. કોઇને કાંઈ કહેવું હોય તો વેળા આપી. એમની સામે કોઈ પણ સાક્ષર વિરોધમાં હરફ ઉચ્ચારી શકયો નથી.

માણસ બહારવટિયો ક્યારે બનતો ? કાંતો ખોટાં ખોટાં ખત પાડી વેપારીઓના ચોપડાંથી બબ્બે ચારચાર પેઢી સુધી એ ગળે પકડાતો ત્યારે, કાંતો રાજ્યસત્તા એનું સર્વસ્વ ઝોંટી લેતી ત્યારે, કાંતો અમલદારો એનાં ચામડાંમાંસ અને હાડકાં સુધી પહોંચતા ત્યારે, કાંતો નિર્બળને કોઈ બળવાન રહેંસી નાખતો ત્યારે જ—સાચો મર્દ, સાચો માણસ, સાચો ભક્તશૂરવીર બહારવટિયો બનતો. એ ડાકુના સ્વાંગ ધરતો, ઝૂઝતો, ખપી જાતો. એમની કવિતાની લીટીમાં જ લખ્યું છે કે:

> સત્યનાં સ્વાંગ પહેરી ઊભું જૂઠ જયાં,
> અંધુ શું, ખડગ લઇ તું ન ધાયો;
> તું રિપુહીણુ બળહીણુ કંગાળ તું,
> સ્વાદ ચાખ્યા નથી તેં જખમના.

ઘણા ઘણા મિત્રો એમ માનતા કે શ્રી. મેઘાણીને મોટા માણુ-

સોની અને અમલદાર વર્ગોની સૂગ હતી. એ વાત સાવ ખોટી છે. એમણે તો એની કલમથી ઊજળા રાજાઓને જીવતદાન આપ્યાં છે. મોખડાજી ગોહેલ, રાણજી ગોહેલ, દેપાળદે ગોહેલ, લા ગોહેલ, ચાંપરાજ વાળો, એભલ વાળો, રાવળ જામ, સતો જામ, અજો જામ, રા'ગંગાજળિયો, વસ્તુપાળ, તેજપાળ, ચેલો ખાચર, બીમોરાનો નાજો ખાચર, વખતસિંહજી ગોહેલ અને વજેસિંહજી ગોહેલ–એવા એવા સાચા માણસાઈથી જીવેલા મરેલા રાજા કે ધરધણી, શ્રીમંત કે ગરીબના ભેદભાવ સિવાય એમની કલમે એ બધાને ચડાવ્યા છે.

એક વાર મેં પૂછ્યું: ' ભાઇ ! રાજાનો ખરો અર્થ શું ?' મને કહે ' કે ભાઈ ! અર્થબર્થ તો હરિ જાણે. પણ મને તો એમ લાગે છે કે પકડાઇ ગયા તે બિચારા બહારવટિયા અને રહી ગયા તે રાજા. દાખલા તરીકે વાઘેરોએ કોડીનાર સર કર્યું, પછી એ ગાયકવાડથી પકડાયા ન હોત તો એ ત્યાંના આજે રાજા હોત.'

એમના તંત્રીપદા માટે મારે કંઈ લખવું એ તો ફોજદારને ડોકટરનો ચાર્જ સોંપ્યા જેવી વાત : છતાં એ લાગણીપ્રધાન એવા હતા કે પોતાની રાઈ જેવડી ભૂલ એમને મેરુ પર્વત જેવડી મોટી લાગતી હતી, એનો એક પ્રસંગ છે. માણસને જેમ ભૂત વળગે એમ થોડાક દિવસ એમને છાપું વળગેલું. એક દિવસ હું રાણપુર ગયેલો. સાંજના અમે સ્ટેશન પર આવતા હતા. હું રમૂજી ટુચકા કહેતો હતો, પણ એ જાણે સાંભળતા જ ન હોય એમ ચાલ્યા આવતા હતા. ચાલતાં ચાલતાં એકદમ એ ઊભા રહ્યા. મેં પૂછ્યું : 'કાંઈ ભૂલી ગયા નથી નાં.'

એમણે કહ્યું: 'ના, ના, કાંઈ ભૂલી તો ગયો નથી, પણ લખાણમાં થોડી ભૂલ રહી ગઇ છે એમ મને યાદ આવે છે'

મેં પૂછ્યું: 'શી બાબતમાં ?'

જાણે કે મોટામાં મોટી ભૂલ થઈ ગઈ હોય તેમ કહે કે 'ભાઇ! રવીન્દ્રનાથ શબ્દમાં દીર્ઘ-ઇને બદલે હ્રસ્વ-ઇ લખાઇ ગઇ હોય એવો મને વહેમ આવે છે.'

મેં પૂછ્યું કે 'એમાં કાંઇ સરકારી ગુનો તો બનતો નથી નાં કે કોઇને છાપાંનો અન્યાય નથી થતો ના?' એવો મેં વિનોદ કર્યો.

એટલે કહે કે 'ના, ના એવું કાંઈ નથી.' એમ કહી એ યે હસી પડયા.

પોતાની નાનકડી ભૂલ એમને ઘણી મોટી લાગતી, એવું લાગણીનું યંત્ર એમના દિલમાં હતું.

ગોપનાથથી તુલસીશ્યામ સુધી અમે સાથે મુસાફરી કરેલી, એ વાતને પંદર વર્ષ વીતી ગયાં. મહાશિવરાત્રીની એ રાત હતી. ગોપનાથમાં શિવરાત્રી કરી અમે દરિયાકાંઠાનાં પીથલપર, કોટડા, નેપ, નીકોલ, કળસાર વગેરે ગામડાં ભટકતા ભટકતા, વચ્ચે રાત રહેતા રહેતા મહુવા આવ્યા.

મહુવામાં ખૂણે ખૂણે ટીપણી ટીપતી કતપુરની બહેનોને ગોતી. ખારવાનાં લોકગીતો ગાવાનું કહેતાં બધી બહેનો ભજન સંભળાવે પણ ગીતો ગાય નહીં. બે દિવસ પછી એક વૃદ્ધ ડોશીમા બોલ્યાં કે 'ભાઇ! અમારાં એવાં ઊતરેલાં ગીતો તમારા જેવા સારા માણસને મોઢે ન ગવાય.' ઘણી ઘણી મહેનત પછી ધીરે ધીરે એ ગીતો અમોને સાંપડયાં. એની વધારે વિગત 'સોરઠને તીરે તીરે' અને 'સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં' એ ચોપડીઓમાં છે.

અમે કતપુર થઈ મહુવાના બંદરે ગયા. ત્યાં એક સિત્તેરક વર્ષની ડોશી પાકલ ઈંટો વહાણમાં ચડાવતી હતી. એમની સાથે વાત શરૂ કરી. ડોશીનો એકનો એક દીકરો બેક મહિના અગાઉ વહાણ બૂડી

ગયાથી બૂડી મરેલો, મહુવાના કોઈ વેપારીનું એ વહાણ હતું અને આ એના જૂના વહાણવટી હતા. મેઘાણીભાઇએ પૂછ્યું કે 'તમે તમારી આજીવિકા માટે શેઠ પાસે કેમ ન ગયાં?'

ડોશીએ કહ્યું કે 'ભાઈ! મારું તો કાળું મોઢું થયું. શેઠનું વહાણ મારા દીકરાને હાથે બૂડયું. હવે શું મોઢું લઈ ને એની પાસે માગવા જાઉં?'

ડોશીના આ શબ્દો સાંભળતાં તો એ છાતી પકડીને બેસી ગયા અને રોયા. બોલ્યા કે 'દુલાભાઈ! આ મચ્છીમાર કોળી ને પેલા વૈષ્ણવ વાણિયા—એમાં કોણ ખાનદાન?'

તુળસીશ્યામથી બે ગાઉ અમે ખજૂરીને નેસડે હતા, ત્યાં રીડ થઇ. સાવઝ ડણક્યો. હાકોટા થાવા માંડયા. રોળકોળ વેળા થઇ હતી. ખાડું—ધણ ઝૂંપડે આવતાં હતાં. તેમાંથી હીરબાઇ કરી એક ચારણ બાઇની વોડકીને સાવજે પાદરમાં જ પાડી. અમે બધા દોડયા. વીસેક જણ હતા. જ્યાં ધાર માથે ચડયા ત્યાં તો આઇ હીરબાઇ કોણ જાણે કયારની યે ત્યાં પહોંચી ગઈ હતી. મરેલી વોડકી પર એ ચારણકન્યા ચડીને સાવજ સામે સોટો વીંઝતી હતી. સાવજ બે પગે સામો થઇ હોંકારા કરતો હતો. બાઇ સાવજના ફીણથી નાઈ રહી, પણ ગાયને ચારણી બાઇએ સાવજને ખાવા ન દીધી.

એ વખતે 'ચારણકન્યા' નામનું ગીત મેઘાણીભાઇ કાગળ—કલમ સિવાય રચીને ગાવા લાગ્યા. એમનું શરીર જાગી ઊઠયું. આંખો લાલ ધ્રમેલ ત્રાંબા જેવી થઈ ગઇ. એ પણ સાવઝ તરફ દોડવા લાગ્યા. અમે એમને એ ધીંગાણામાં ન જવા બાવડે ઝાલીને માંડમાંડ પકડી રાખેલા.

એ ઘણી વખત કહ્યા કરતા કે 'હું હજાર માણસો વચ્ચેથી ચારણને ઓળખી કાઢું. દરબારોનાં ઉતારકપડાંનો પહેરનારો ચારણ નહિ,

રાજ્યના રોટલામાં વિકૃત થયેલો ચારણુ નહિ; પણ માલધારી, ઘરકમાણીવાળો, નેસડાનો અસલી ચારણુ હોય એને હું ઓળખી લઉં.'

તુળસીશ્યામથી વળતાં શીખલકોબાના નેસમાં અમે રાત રોકાણા. સવારે પોણોસોક માણસ વચ્ચે ત્રણુ અજાણ્યા ચારણુ જુવાનોને મકરાણીના લીલા સાફા બંધાવી અમે બેસારી દીધા અને કહ્યું કે 'આમાંથી ચારણુને ઓળખી કાઢો.' બધા સામું જોઈ એક પછી એક ત્રણેનાં કાંડાં ઝાલી એમણે ઊભા કર્યા.

એ કહેતા કે 'સાચા ચારણુનો અવાજ અને એની અમીભરી ઘરાણેલ મીઠી આંખ્યુંને હું ઓળખી લઉં છું.'

એ કહેતા કે કોઈ કવિ જ્યારે ભજન સુધી પહોંચે છે ત્યારે એના આત્માને શાંતિ થાય છે. એમ જ એમણે છેવટ સંતોના ઘરમાં પ્રવેશ કરેલ. દાનો ભગત, દેવો ભગત, જલો ભગત, ગેબીનાથ, ગોરખ, રવિસાહેબ, મોરારસાહેબ, આપો ગીગો, વેલો બાવો, જેસલ-તોળલ, દેવતણુખી, દેવાત પંડિત, ભીમદાસ (દાસી જીવણુ), સગાળશા શેઠ, જમિયલશા પીર, ચારણુ દેવીઓ—નાગબાઇ, કામબાઇ, કાગબાઈ, વરૂડી, શેણુબાઈ-એમનાં આંગણાં જોઇ એણે આપણુને તે તરફ આંગળી ચીંધી.

ભજન એ જ એમના જીવનનો છેલ્લો વિષય બની ગયો હતો. એ ભજનોના આજ દિવસ સુધી સાધુસંતોએ અર્થ નહોતા કર્યા એવા સાચા અર્થો એમની કલમમાંથી રૂંવાડે રૂંવાડે નીતરવા લાગેલા. છેલ્લાં થોડા મહિનાઓમાં મને તો એ સાવ અબધૂત મસ્ત યોગી જેવા જ લાગવા માંડેલા. રાજકોટ છેલ્લા સાહિત્ય સંમેલનમાં એક રાતે અમે ધીરે ધીરે ભજન બોલતા હતા. ઓચિંતા એમણે એવડો મોટો અવાજ કાઢ્યો કે બરાબર માઇલ માઇલ એના પડછંદા વાગ્યા. આ ભજન—

પત્થર પૂજ્યે હરિ મળે તો
પૂજું મોટા પા'ડ જી,
એ પત્થરમાં સાચ હોય તો
ઘંટીના રાંને ખાય,
મનસા માલણી હો જીરે
ગોરખ જાગતા નર સેવીએ...

બીજું :—

રામજીને બનાયો પવનચરખો,
ચરખો નઈ સદા સરખો,
એના ઘડનારને કોઇ પરખો,
રામજીને બનાયો પવનચરખો.

કાગવાણી ભાગ બીજો છપાતો હતો. અંતર્યામીને સંબોધીને હું દોહા લખતો હતો. છાપવાનું કામ તડામાર ચાલતું હતું. એક રાત્રે અરધો દોહો એ બોલ્યા કે—

કાગા કરશે કાંણ, એની મોડાં મોડાં માનવી

આગળની લીટી મેં લખીને દુહો પૂરો કર્યો:

મન મેલાં માનવીઓ તણાં, મડદાં ઘખે મસાણ
(પણ) એની કાગા કરશે કાંણ, મોડાં મોડાં માનવી.

ભાવાર્થ એવો છે કે—મનના મેલા એવા કપટી માણસના ખરખરે લોકો કામકાજ પરવારી મોડા મોડા જાય છે.

બીજી લીટી એ બોલ્યા કે—

કાગા એની કાંણ, ઘર ઘર મંડાશે

આગળની લીટી મેં લખીને દુહો આમ પૂરો કર્યો:

મીઠપવાળાં માનવી, જગ છોડી જાશે,
કાગા એની કાંણ, ઘર ઘર મંડાશે.

ભાવાર્થ એ છે કે હે કાગ ! મીઠાશવાળાં માણસ જ્યારે મરણ પામશે ત્યારે એની પાછળ તો ઘરોઘર કાંણુ મંડાશે. જે ઝાડ હેઠળ એ ઊભો હશે તે ઝાડ પણ રોશે. આજે એ દુહો સાચો પડયો.

કાગવાણી ત્રીજા ભાગના પાંચસો જેટલા દોહા અને નવાં ગાંધી-ગીતો અને ભજનો મારે મોઢે સાંભળી એ નાચ્યા, કૂદયા, હસ્યા અને ફાટ ફાટ છાતીએ રોયેલા. મને કહ્યું કે 'હવે જલદી બોટાદ આવ. આ બધું છપાવી નાખીએ. લોકો માગે ત્યારે તુરત આપવું જોઇએ.' કેટલાએક એકેક દોહા પર એમણે કળશીઓ કળશીઓ આંસુ ઢાલવ્યાં હતાં.

મારા અજાયક વ્રતનો એને ગર્વ હતો. હું કયાંય લથડી નથી જતો ને—એનો એ ઉઘાડો અને છૂપો રખોપીઓ હતો. મારા એ વ્રત પાછળ એ ઘેલો હતો. છેવટે ચારણ બોર્ડીંગનો ફાળો માગવા મારે રજવાડાંમાં તથા મુંબઈ વગેરે શહેરોમાં લક્ષ્મીપુત્રો પાસે જવું પડેલું. એવાઓનો ખૂબ સંસર્ગ વધેલો. ભાવનગરને સંબંધે બીજાં રજવાડાંમાં જવા–આવવાનું પણ ખૂબ થયું. એ બધો વખત ઠેઠ અત્યાર સુધી એમણે મારા વ્રત પાછળ રખોપું કર્યું છે. કોઇ વખતે કોઈ વ્યક્તિ માટે લખેલી મારી કવિતા તે સાંભળતા ત્યારે એને મોટામાં મોટું દુઃખ થતું. ત્યારે મને એ કહેતા ને લખતા પણ ખરા કે 'ભાઈ! ચારણી દેવીને કયાં ફેંકે છે? પાછી વાળી લે. તારાં ગીતો વ્યક્તિની પ્રશસ્તિ કરવાનાં નથી.'

ગાંધીજીના ઉપવાસ વખતે રચેલ ગીતની છેલ્લી કડીની મેં ના પાડેલી કે;

**હરિ કેરાં તેડાં અમને આવી છે વધામણી—**

આ કડી આપણે બીજી રીતે ગોઠવીએ. કારણ કે જૂની માન્યતા

છે કે કોઇ શોકવાળી વાત આપણા નામે બોલતા હોઇએ એમ લખીએ તો એવું આપણને સાચેસાચું થાય. પણ એમણે એ કડી ફેરવેલી નહિ. છેવટે આજે થોડે વર્ષે એ કડી સાચી પડી.

મારે મન તો એ ભાઇ હતો, મિત્ર હતો, કોઇ દુઃખદ વખતનો વિસામો હતો. છેલ્લે છેલ્લે તો એ મને ગુરુ સમ લાગેલો.

આજે મને એના માટે અગાઉ રચેલા દુહા ફરી ફરી યાદ આવે છે.

**લેખક સઘળા લોકની ટાંકું તોળાણી;**
**એમાં વધી તોલે વાણીઆ, તારી લેખણ મેઘાણી.**

**વેધુ ચારણ વર્ણની, ક્યાંય બીજે ન બંધાણી;**
**પણ વેધ્યું કાળજ વાણીઆ, તારે મરમે મેઘાણી.**

**તારી ગંગા તણું, જેણે પીધેલ છે પાણી,**
**એને લાખું સરોવર લાગીઆં, મોળાં મેઘાણી.**

**સૂતા જઇ શમશાનમાં, એની તેં સોડયું તાણી,**
**વેધુ જિવાડયાં વાણીઆ, તેં કંઇક મડદાં મેઘાણી.**

ઘણા દિવસથી અમે નહોતા મળ્યા ત્યારે કોણ જાણે મારાથી એક મરસિયા જેવો જ દોહો લખાઇ ગયો હતો કે,

**મન મળવા તલખે ઘણું, પણ પરાં અન પાણી,**
**ઇશ્વર આધીન આપણે પાછા મળશું મેઘાણી.**

આજે એ દુહો સાચો પડયો છે. હવે એને કયાં મળવું ?...... એ તો ગયો.

# સાહિત્યનો તપસ્વી

## શ્રી. બળવંતરાય મહેતા

ઝવેરચંદ મેઘાણી ગયા : આ દેહે હવે આપણે એમને મળી શકીશું નહિ. વાત માન્યામાં આવતી નથી. પડછંદ ભરાવદાર શરીર, જૂની રાજપૂતીની ઝાંખી કરાવતી લાલાશવાળી વિશાળ આંખો, ઘેરો બુલંદ સૂર, સમાજના પ્રત્યેક થરના મામૂલી ગણાતા માનવીના પણ હૃદયધબકાર ઝીલતું અનુકંપાશીલ હૈયું : આ બધું આજે કાલભગવાનના ખપ્પરમાં વિલીન થયું છે.

મેઘાણીએ સૌરાષ્ટ્રને રસધાર પાઈ, બહારવટિયાની ખુમારી ઝીલી, સંતોનાં ભજનોનો થાળ પીરસ્યો, રણરંગે ચડેલા ગુજરાતનાં યુવકયુવતીને સિંધૂડો ગાઇ ગાઈ બિરદાવ્યાં, ગુજરાતની ઊછરતી બાલિકાઓને વેણીનાં ફૂલે નવાજી, સૌરાષ્ટ્રની વીસરાતી જતી કથાઓ ઝીલી ને તેમણે રસભરપૂર શૈલીએ સમાજને છૂટે હાથે ભેટ કરી, ગૂર્જરજીવનનાં અનેકાનેક પ્રતિબિંબો સાહિત્ય-પ્રદેશે સુરેખ ઉતાર્યાં અને સૌરાષ્ટ્ર તથા ગુજરાતના નવજુવાનોને તથા નવયુવતીઓને ઘડવામાં સંગીન હિસ્સો આપ્યો.

કોલેજમાં મેં પ્રવેશ કર્યો ત્યારે તેઓ કોલેજ પાર કરી રહેવા આવ્યા હતા. એમનો સાહિત્યશોખ ત્યારે પણ ઝળકયા કરતો. પૂર્ણિમા–ઉત્સવોમાં, જુવાનોની મહેફિલોમાં, તેઓ ત્યારે પણ રસથાળ પીરસતા. વિખ્યાત ગ્રંથકારોનાં પ્રસિદ્ધ પુસ્તકો દ્વારા તેઓ સરસ્વતીનું સેવન કરતા. ૧૯૧૮ માં માલવીયજી મહારાજ મહાસભાને પ્રમુખસ્થાને

ફરીથી બિરાજ્યા, ત્યારે ભાવનગર શહેરમાં મહાસભાસપ્તાહ ઊજવાયું, ત્યારે 'સ્વરાજ્ય' ઉપર તેમણે વ્યાખ્યાન આપેલું.

પછી તો વ્યાપારના ક્ષેત્રમાં, ઇંગ્લેન્ડના પ્રવાસે, એમ કેટલોક સમય તેઓ અદૃશ્ય બન્યા. 'સૌરાષ્ટ્ર' નો ૧૯૨૧ માં ગાંધીજયંતીને દિને જન્મ થયો. થોડા માસમાં એ પત્રે પ્રજાદિલને જીતી લીધું અને પ્રજાજીવનને ઘડવા માંડયું. એકાએક 'ચોરાનો પોકાર' એ નામનો મેઘાણીભાઇનો એક લેખ આવી પડયો. ગામડાને ત્યારે સૌ સંભારવા લાગ્યા હતા, પણ ગ્રામહૃદયનો ધબકાર જ્યાં સાંભળવા મળે છે અને લોકસ્થિતિનું સાચું માપ જે પૂરું પાડે છે એવા ચોરાને લોકો વીસરી ગયા હતા. એમના લેખથી સૌ આશ્ચર્ય પામ્યા. પછી તો એમણે લેખો મોકલવા માંડયા. એમની ભાષાનું પ્રભુત્વ, એમની શૈલીની તાઝગી, એમના વિષયોનું વૈવિધ્ય, સૌરાષ્ટ્રના જન-હૃદયનો એમનો પ્રવેશ: આ બધું નવીન પણ આહ્લાદક હતું.

શ્રી. અમૃતલાલભાઇએ એમને તેડાવી લીધા, સૌરાષ્ટ્રમાં તેઓ માનવંતું સ્થાન પામ્યા અને એ સ્થાનેથી એમણે સૌરાષ્ટ્રના ઇતિહાસના થર ઉખેળ્યા, સમાજજીવનની ભુલાતી સમૃદ્ધિ શોધી કાઢી, ભાષા અને છંદોનો પુનરુદ્ધાર કર્યો, ભાટ–ચારણ–બારોટના ભેરુબંધ બન્યા, એ કોમની લુપ્ત થતી વિદ્યા એમણે સાચવી અને સારવી, એમના સાહિત્યભંડારનાં બિડાયેલાં દ્વાર તેમણે ખુલ્લાં કરાવ્યાં, સૌરાષ્ટ્રમાં ઘૂમીઘૂમીને તેણે વિસ્મૃતિમાં વિલીન થતો વારસો હાથ કર્યો. છેવટે વિદ્યાલયોમાં, કોલેજોમાં, સાહિત્યસભાઓમાં, વિદ્વત્પરિષદોમાં આ એકઠું કરેલું ધન તેમણે લૂંટાવ્યું. એમને કંઠેથી પૂર્વજોનાં પરાક્રમોની કથા સાંભળીને હજારો લોકોનાં હૃદય નવપલ્લવિત થયાં, એમણે સંભળાવેલાં કાવ્યગાને હજારો લોકો પ્રેરણા પામ્યાં સાહિત્યમાં એમણે ભાત પાડી, સંશોધનનો એમણે ચીલો

પાડયો, સાહિત્યસુધાનું પાન કરીને પોતે ધરાયા એટલું જ નહિ, તેમણે એ રસમાં ઝબકોળાવા આમપ્રજાને નોતરી, જાતે પ્રવાસો ખેડયા, સમારંભોમાં ગયા, લોકોને પિપાસુ બનાવ્યા.

ભાવનગર મહિલા વિદ્યાલયમાં તેઓ લોકસાહિત્યના માનદ શિક્ષક બન્યા હતા. દર અઠવાડિયે આવીને નવી નવી વાર્તા સંભળાવે, નવી નવી કવિતા સુણાવે. સંશોધન કરતાં કરતાં એમની પોતાની હૃદય-ગુહામાંથી કાવ્યઝરણાં વહેવા લાગ્યાં. વિદ્યાલયની બહેનોનાં જીવન ધન્ય બન્યાં. આવો શિક્ષક એમના ભાગ્યમાં કયાંથી? કવિતા કે વાર્તા રચે, બહેનોની પ્રયોગશાળામાં તેને કસે, મિત્રમંડળીમાં એને ચર્ચે, સુધારા-વધારા સાથે તેને ઓપ આપે અને પછી પ્રજાસમુદાય સમક્ષ એ રજૂ કરે. આ રીતે મેઘાણીભાઇ નવે સ્વરૂપે ગૂજરાત પાસે રજૂ થયા.

પીડિતો અને શોષિતોનો આર્તનાદ તેમણે સાંભળેલો, કરુણા અને અનુકંપા અનુભવેલાં, સમાજવાદનાં ગાન અને કથાઓ એમાંથી ઉદ્‌ભવેલાં. સ્વાતંત્ર્યનો સંગ્રામ ખેલાયો અને કવિહૃદય મસ્તીથી ડોલી ઊઠયું. ગૂર્જરીને એણે બિરદાવી. 'હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ' બુલંદ સૂરે ગાઇને તેમણે સ્વરાજના સૈનિકોને જેલમંદિરે વળાવ્યા. એ વેદનાને કરુણાભર્યા પ્રલંબસૂરે ગાઇને તેમણે અદાલતમાં શ્રોતાજનોને અશ્રુધારે રડાવ્યા. એ રીતે તેઓ બે વર્ષની સજા પામી સાબરમતી-તીર્થધામે સિધાવ્યા. જેલમાં પૂ. સરદાર સાહેબ, સ્વ. મહાદેવભાઇ તથા અન્ય ભડવીરોને પોતાના સરસ્વતીપ્રસાદથી એમણે મુગ્ધ કર્યા.

ગોળમેજીમાં જવું ન જવું એવું મંથન ગાંધીજીના હૃદયમાં ચાલતું હતું, ત્યારે તેમણે અમર કાવ્યત્રિપુટિ—એક પછી એક ત્રણ કાવ્ય—લખીને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું. ગાંધીજીનાં મનોમંથનનું એ આબેહુબ કાવ્યચિત્ર ગાંધીજી પાસેથી તેમને 'રાષ્ટ્રીય શાયર'નું બિરુદ અપાવી ગયું.

મિત્રો માટે મેઘાણી મરી પડતા. દુઃખનો આર્તનાદ તેઓ સહી શકતા નહોતા. એમનું સમભાવશીલ હૈયું નિર્બળની વહારે જવા તલસતું. સ્થાપિત સત્તાને તેઓ પડકારતા અને સાચા પ્રજાતંત્રને ઝંખતા. હૃદય એમનું કૂણું અને આળું હતું. એમણે ઘણું ઘણું સહ્યું છે અને એ વેદનાને કવિતા તથા સાહિત્યના અન્ય પ્રદેશોમાં વણી પણ લીધી છે. મેઘાણી ગયા. સૌરાષ્ટ્ર–ગુજરાતી એક વિભૂતિ લય પામી. ગુજરાતના સાહિત્યમાં તેઓ અમર સ્થાન પામતા ગયા.

એમના કુટુંબને એમની ખોટ પડી, મિત્રો એમને સંભારીને અશ્રુ સારશે. એમના હજારો પ્રશંસકો એમની ખોટ અનુભવશે. બોટાદની એમની મઢૂલીમાં હવે એમનાં દર્શન નહિ થાય. સાહિત્યનો એ તપસ્વી આજે અદૃશ્ય થયો છે. પરંતુ, ગુર્જરસમાજ એમનાં કાવ્યો ગાશે અને સાંભળશે, એમની કથાઓ વાંચશે અને પ્રેરણા ઝીલશે, એમના મહામૂલા વારસાને મૂલવશે. તેઓ મૃત્યુ જીતી ગયા છે, એમની જેવાને મૃત્યુ વિસ્મૃતિના અંધકારમાં હડસેલી શકતું નથી. તેજનું બિંબ એમના વ્યક્તિત્વ ઉપર ઝળહળતું દેખાયા કરશે અને એમની સ્મૃતિને તાજી અને વિશુદ્ધ રાખશે. પ્રભુ એમના આત્માને ચિર શાન્તિ આપો.

# વ્યાખ્યાન-સંભારણાં

## શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરી

મારો ને સ્વ. ઝવેરચંદનો સંબંધ તેઓ કલકત્તા છોડી મુંબઈ આવ્યા ત્યારનો. એ તો પોતે મને વડીલ તરીકે લેખતા. સ્વ. દમયંતીના પિતાશ્રી ઘાટકોપરમાં રહેતા હતા. તે વખતે રેશમી કાપડના વેપારીઓ સાથે એમને સંબંધ હતો. મારા ભાણેજ સૂરતમાં રેશમી કાપડનો વેપાર કરતા. એ બંનેને ઘણો મેળ હતો. તેને લીધે પણ મારો ને એમનો પરિચય વધતો ગયો.

સાહિત્યના વિકાસની દિશામાં જેમ જેમ એ આગળ વધતા ગયા, તેમ તેમ એ સંબંધ પણ વિકાસ પામતો ગયો. એમનાં દરેક પુસ્તકનાં અવલોકનો સંબંધે મારે ને એમને ચર્ચા થતી.

લોકગીત અને લોકસાહિત્યને પ્રસિદ્ધિમાં લાવવાની એમની અજોડ ધગશની હું સંપૂર્ણ રીતે (અને તેમ થવા માટે તે સાહસ પૂર્ણ યોગ્યતાવાળું હોવાથી) પ્રશંસા કરી એમને પ્રોત્સાહન આપતો. મારા મનને પણ એમ લાગતું કે યોગ્ય માણસની યોગ્ય પ્રશંસા કરી તેને જોમ ચઢાવી સાહિત્ય પ્રત્યે હું મારી ફરજ બજાવું છું.

આવી ભાવનાથી અને આપણી યુનિવર્સિટીએ એવી ભાવનાવાળા વિદ્વાનોને ઉત્તેજન આપવું જોઇએ, એમ સમજી મેં યુનિવર્સિટીની સીંડીકેટ સમક્ષ એમનું નામ વસનજી માધવજી ઠક્કર વ્યાખ્યાનમાળા માટે સૂચવ્યું. સીંડીકેટના સભ્યોએ એકી અવાજે તે સ્વીકાર્યું. એને પરિણામે ગુજરાતી સાહિત્યને એ ઉત્તમ પ્રતિનાં વ્યાખ્યાન મળ્યાં.

પહેલા વ્યાખ્યાન વખતે પ્રમુખ હું હતો. એમની ખ્યાતિ એટલે ગિરદીનો પાર નહિ. એમને સાંભળવાને સૌ ઉત્સુક; જોવાને સુદ્ધાં ઉત્સુક કે એ કેવાક છે. તે અંગેની પડાપડી ને ગડબડાટ અટકાવવા મેં એમને મારી પાસેના ટેબલ પર ઊભા કર્યા ને ત્યાંથી એમણે વ્યાખ્યાન આપ્યું. લેખ વાંચતા ગયા ને મોઢેથી પણ બોલતા ગયા. એમનો બુલંદ અવાજ અને હમેશના હાવભાવ એટલે શાંતિ પ્રસરી.

પછીનાં વ્યાખ્યાનોમાં ગિરદી વધતી ગઇ. સાઠ–પાંસઠ વર્ષની વૃદ્ધ સ્ત્રીઓ પણ એમને સાંભળવા આવતી. એક વ્યાખ્યાનમાં શ્રીમતી હંસાબહેન મહેતા પ્રમુખ હતાં. તેમને પ્રમુખની ખુરશીએ પહોંચાડતાં ઘણી તકલીફ પડી, એટલી બધી માદવમેદની ઊભરાતી. કોનવોકેશન હોલની બહાર કંપાઉન્ડમાં શ્રોતાઓ ઊભરાતા. અવાજ બુલંદ એટલે એમણે લાઉડસ્પીકરની ના કહેલી. આ અતિશય ભીડ ને ધક્કામૂકીને પરિણામે કોનવોકેશન હોલનાં બારણાં ને કાચ ભાંગી ગયાં. એ નુકશાન કોણ ભરી આપે એવો પ્રશ્ન સીંડીકેટમાં ઊભો થતાં મેં કહ્યું કે 'હું ભરી આપું, કારણ કે એમની ભલામણ મેં કરી હતી.' અલબત્ત એ સૂચના માન્ય ન થઇ. ખરચ યુનિવર્સિટીએ જ ભોગવી લીધું.

એમની સાહિત્યસેવાનાં યશોગાન તો દરેક જગાએથી થાય છે, એટલે તે વિશે હું વિશેશ કહેવા માગતો નથી.

ગઈ સાહિત્ય પરિષદ વખતે છેલ્લે રાજકોટમાં જૂનાગઢ રાજ્યનેઉતારે અમે એક દિવસ બહુ પ્રેમથી મળ્યા. ઘણે વરસે એમને મોઢેથી "લાડકવાયો" સાંભળ્યું. તે પછી પત્રવ્યવહાર ચાલતો હતો પણ તે મુલાકાત છેવટની કરી.

એમના અવસાનનો આઘાત મને એવો લાગ્યો છે કે અત્યાર સુધી એમને માટે નથી કાંઇ હું બોલી શક્યો કે નથી કાંઈ લખી શક્યો.

# સંવેદનશીલ ઊર્મિલતા

## શ્રી. નાથાલાલ મ. શાહ

ઝવેરચંદભાઈના સાથીદાર કહેવરાવવાનો કર્મસંયોગે મને અધિકાર પ્રાપ્ત થયો એને મારા જીવનની એક મહામૂલી લહાણ મેં હંમેશાં માની છે. એમના જેવા મહાનુભાવ સાક્ષર ને વહી ગયેલી સંસ્કૃતિના જબરા મિશનરીના પડછંદા તો આજે ગુજરાત અને ખાસ કરીને સૌરાષ્ટ્રના ખૂણે ખૂણે વસતા નિરક્ષર જનહૃદયમાંથી ઊઠી રહ્યા છે.

આ જનપ્રિયતા એમની પ્રાસદિક કલમને કારણે જ નહિ પણ જનહૃદયમાં સંવેદના જગાડવાની એમની શક્તિમાં રહેલી હતી. એ સંવેદક હતા. જેવી એમણે સમવેદના જગાડી એવું જ એમનું અંતર હર ક્ષણના, હર નાના મોટા બનાવના પડઘા સતત ઝીલ્યા જ કરતું. પછી એમાં 'ફૂલછાબ'ના પાને પ્રસિદ્ધ થઈ ગયેલા સમાચારમાં હકીકત દોષ રહી ગયો હોય કે મુદ્રણદોષ રહી ગયો હોય.

પ્રકૃતિ દીધી આવી સંવેદનાએ–ઊર્મિલતાએ કંઈ નહિ તોયે એમનાં અમૂલાં દસ વરસ નિર્દયપણે ઝૂંટવી લીધાં હશે. પણ એ ઊર્મિલતા ન હોત તો લાખો હૈયાંના એ તાર પણ શે ઝણઝણાવી શકત? એમનો સાહિત્યખજાનો એ ઊર્મિલતાને જ આભારી નથી?

એવા ઝવેરચંદભાઈએ હું ૧૯૪૩માં અટકાયતમાંથી છૂટીને પાછો રાણપુર આવ્યો કે તરત જ સૌથી ગંભીર વાત મને એ કરી કે પોતે પત્રકારત્વમાંથી દૂર રહેવાનો નિશ્ચય કર્યો છે. એમના મિત્રવર્ગમાં એક મોટો સમૂહ ઝવેરચંદભાઈના આવા વિચારો સામે ગંભીરપણે એમ માનતો કે પત્રકારત્વ તો એમની અણમોલ સાહિત્યસેવાનું પૂરકરુપ છે. પૂ. ઠક્કર બાપાથી માંડીને નાનામોટા મિત્રોએ એ વાત

એમને સમજાવવાનો પ્રયાસ કરેલો. પણ એમની લેખનશૈલીનો પ્રભાવ એટલો પ્રબળ હતો કે ભાઇ અમૃતલાલ શેઠ કે ભાઈ સુશીલને પણ મારી માફક લાગતું કે ઝવેરચંદભાઈના વિચારપ્રવાહથી જુદા પડવાની તાત્કાલિક તો ઇચ્છા જ ન ઉદ્‌ભવે, છતાં બે વર્ષ તો એમણે 'ફૂલ-છાબ'માં ખેંચી કાઢયાં.

જેવી એમની કલમમાં મીઠાશ હતી, તેવી જ વાણીમાં. અજાણ્યાને તો એ ખોટું લગાડતા જ નહિ. સહકાર્યકરોને પણ એમના લેખનદોષો એટલી બધી મીઠાશ અને મમતાથી એ સુધરાવતા કે કેટલાકને તો એમના (મેઘાણી) ગમા, અણગમાની પણ સમજણ આજ સુધી નહિ પડી હોય. મારા પુરતું તો હું કહી શકું કે એમણે જ મને લખતો કર્યો. મારા લેખનમાં એમની કલમે કોઇ અક્ષર ન પાડયા હોય તો હું માનતો કે એમને એ પસંદ પડયું નથી.

એમણે એક વિશેષણ ઉમેર્યું હોય, કે કોઇ ક્રિયાપદ બદલ્યું હોય, એના એ શબ્દો એક ઠેકાણેથી ઉપાડીને બીજે મૂકયા હોય ત્યારે હું સંતોષ અનુભવતો કે એ કારીગરની સૌમ્ય છતાં સખત હથોટીમાંથી લખાણ સાર્થક બન્યું છે.

રવિવારે બપોરે ભાવનગરમાં ભાઈ સુશીલ અને હું અમને અચાનક સાંપડેલા ઝવેરચંદભાઈના દેહવિલયના સમાચાર પછી સ્વર્ગસ્થની સેવાનાં મૂલ મૂલવતાં ભારે હૈયે વાતો કરતા હતા ત્યાં મેં કહેલું, 'સુશીલભાઇ! ગુજરાતને ન પૂરાય એવી ખોટ પડી.'

સુશીલભાઇએ જવાબ વાળ્યોઃ 'અરે ખોટ તો મારા તમારા જેવાના મૃત્યુની ગણાવી શકાય, જો મિત્રોને ગણવી હોય તો. પણ ઝવેરચંદભાઇનો જન્મ તો આકસ્મિક છે; સૈકામાં એકાદ જ એવી વ્યક્તિ જન્મે છે. એટલે ખોટ પડી હોય હોય તો તો આખા સૈકાને ખોટ છે.'

## 'લાગણીપ્રધાન ભાઇ'

### શ્રી. દુર્લભજી ઉ. પરીખ

તા. ૧૦ મીની સવારે ઝવેરચંદભાઇના મૃત્યુના એકાએક સમાચાર જાણી સ્તબ્ધ થઈ ગયો. દુઃખનો પાર રહ્યો નહિ અત્યંત બેચેન અને મૂઢ બની ગયો.

મેઘાણીભાઈ મૃત્યુ પહેલાં ૨૧ દિવસ અગાઉ મુંબઇમાં અમારી સાથે હતા. ન્યુ ઇરા સ્કૂલના એક શિક્ષક સૂરત બાજુનાં ગામડાંઓનાં લોકગીતોનો સંગ્રહ લઈ આવેલા. રાતના ૧૧ વાગ્યા સુધી એ ભાઇએ પોતાની વસ્તુઓ મેઘાણીભાઈ પાસે હાવભાવ ને નૃત્ય સાથે ગાઇ બતાવી. ઝવેરચંદભાઇ બહુ ખુશ થયા. એમણે પોતે પણ ગાયું. સૂતાં સૂતાં રાતના ૧૨–૩૦ સુધી વાતો કરી. બીજે દિવસે લહેરથી સાથે જમ્યા. સાંજે જવાના હતા એ પહેલાં પણ મળ્યા. આ બધું ચિત્ર આંખ આગળ તરે છે. બોટાદ માંડ આઠ દિવસ રહ્યા હશે ત્યાં તો કાળે એમને ઉપાડી લીધા.

વિજયાની સાથેના મેઘાણીભાઇના સંબંધમાં લોકગીતનું તત્ત્વ કેટલાં યે વર્ષોથી પ્રબળ બન્યું હતું. એ બે ભેગાં થાય અને લોકગીતોની વાતો શરૂ થાય. કેટલાંક ગીતોની શુદ્ધિ, ઉમેરો અને નવાં ગીતો મેળવ-વાની મેઘાણીભાઇની કામગીરીમાં વિજયા ઠીક ઉપયોગી થઈ છે. તેણે કેટલાં યે ગીતો ઉતારીને આપ્યાં છે. ખાસ કરીને આ છેલ્લા એકાદ વર્ષમાં ડો. વ્રજલાલ મેઘાણીના અવસાન વખતે મુંબઇ આવેલા ત્યારે

મરણુનાં ગીતો, રોણુાંના ગીતો, મોં વાળવાનાં, કૂટવાનાં, મરશીઆ, ફટાણુાંના ગીતો એકપણ શબ્દના ફેરફાર વિના લોકોની જીભાન ઉપર વહેતાં આવ્યા છે એ રીતનાં ગીતો વિજયાએ આપ્યાં અને મેઘાણીભાઇ પોતે ખૂબ ખુશ થયા.

તેઓ આવતા અને અમારા ઘરનું વાતાવરણ તાઝગીભર્યું બહેલાવી જતા. મારા કરતાં તેમનામાં કેટલી યે વિશેષ શકિતબુદ્ધિ હતાં. પરંતુ મારા અને વિજયા પ્રત્યે તેઓ બહુ આદરથી વર્તતા. મને લાગે છે કે તેમનો અમારા પ્રત્યેનો આ આદરભાવ જ મુખ્યત્વે તેમને મુંબઇ છોડાવી રાણુપુર 'ફૂલછાબ'ના પત્રકારિત્વમાં બેસાડનાર હતો. કોઇની જગ્યાએ બેસવા ખાતર કે 'ફૂલછાબ'ની સંસ્થાને ઉગારી લેવા ખાતર એ બેઠા ન હતા 'ફૂલછાબ' ઉપર તંત્રી તરીકે પોતાનું નામ નહિ મૂકવાની તેમની પ્રબળ લાગણી છતાં એ લાગણીપ્રધાન ભાઇએ આપણુા બધા ખાતર પોતાનું નામ તંત્રી તરીકે મૂકવા એકાદ અંક પછી સ્વીકાર્યું. પછી તો અનેક પ્રતિકૂળતા વચ્ચે તેમણે 'ફૂલછાબ'ની છાબડી ફૂલોથી ભરી સુગંધિત રાખી, તેની સુવાસ પ્રસરાવ્યા જ કરી. ૧૯૪૨માં 'ફૂલછાબ' બંધ થતાં ભારે મુશ્કેલી આવી પડી, એ વખતે એમણે રંગ રાખ્યો અને 'ફૂલછાબ' રૂપી હોડીને ઝંઝાવાતો વચ્ચે પણુ ડૂબવા દીધી નહિ; બલકે કિનારે લાવ્યા. આર્થિક સ્થિતિ તો ડુબાડે તેવી હતી, પણુ એમણે પુસ્તિકાઓ લખી સંસ્થાને કામ અને વળતર આપ્યું.

તેઓ 'ફૂલછાબ' થી છૂટા પડયા ત્યારે થયેલું કે તેઓ 'ફૂલછાબ'માં રહ્યા હોત તો સારું હતું. પણુ હવે તેમને વધુ આરામ મળશે અને તેમના જીવનની મુખ્ય ઉપાસના: સાહિત્યક્ષેત્રમાં વધુ ફાળો આપી શકશે એમ આશ્વાસન લીધેલું. હજુ તો જાણે કાલ સવારે જ 'ફૂલછાબ'માંથી નીકળ્યા છે અને પોતાની ખરી ઉપાસનાએ ચડયા

છે ત્યાં તો જાણે કાળે એમને એમના ખાસ કાર્યમાંથી–ઉપાસનામાંથી ઉપાડી લીધા.

જ્યારે વિચારે ચડી જવાય છે ત્યારે એમ થાય છે કે મુંબઇથી ક્યાં મેઘાણીભાઇને રાણુપુર–બોટાદમાં બાંધ્યા? ફુગાવાના ને અર્થ-વિપુલતાના જમાનામાં તેમણે યે મુંબઇના બહોળા ક્ષેત્રમાં રહી કેટલી યે અર્થપ્રાપ્તિ કરી હોત, કેટલા યે સંબંધોની અને શક્તિની જમાવટ કરી હોત અને સાહિત્યની સેવા કરતાં કરતાં કેટલી યે સાધના કરી હોત. હમણાં ‘ફૂલછાબ’ છોડયું ત્યારે...ભાઇએ એક હજારથી રાખવા માગણી કરી પણ ઝવેરચંદભાઇએ ના પાડી. એ વખતે એમના મનમાં કંઇ હચુડચુપણું કે દ્વિધાભાવ ન હતો. પોતાના બોટાદના ગૃહજીવનમાં ગોઠવાઇ ગયા પછી તેને ફેરવવું નહિ અને થોડીઘણી અર્થકામના શાંતિપૂર્વક બોટાદમાં થઈ રહે છે એટલે મોટી બાથ ભરવી નહિ–એવા વિચારે તેઓ પોતાના નાના અને ખૂણાવાળા સ્થાનમાં રહ્યા હતા.

હવે મેઘાણીભાઇ જતાં બોટાદ જેવા એકાંત સ્થળમાં ચિત્રાદેવી નાનાં બાળકોના સમૂહ સાથે કેવી રીતે દિવસો વિતાવશે તે એક પ્રશ્ન છે. તેમના જવાથી લોકગીતોનું સાહિત્ય અને તેમનું ઘર બંને રંડાણાં. સાહિત્યના બહોળા ક્ષેત્રમાં પડેલી ફાડ દેખાશે નહિ, પણ તેમના ઘરમાં પડેલી ફાડ કોઈ નહિ પૂરી શકે.

# મેઘાણીભાઈના મનોભાવ

## શ્રી. બાપાલાલ દોશી

મેઘાણીભાઈએ એક સવારે સાત વાગ્યે મને એકાએક કહ્યું કે ‘હમણાં સાડાસાત વાગે મારે રવીન્દ્રનાથ ટાગોરને મળવા જવું છે. તમે સાથે ચાલશો ?’

હું તો ખુશ થઇ ગયો. પા કલાકમાં જેમતેમ તૈયાર થઈ તેમની સાથે ચાલી નીકળ્યો. બરાબર સાડાસાત વાગ્યે અમે રવીન્દ્રનાથ ટાગોર મુંબઈમાં જ્યાં ઊતર્યા હતા ત્યાં પહોંચી ગયા.

રવીન્દ્રનાથ ટાગોર નીચે કામ કરતા એક ગુજરાતી મિત્રે સાવ અચાનક અને આપમેળે મેઘાણીભાઇના લોકસાહિત્યની પિછાન આપીને આ મુલાકાત ગોઠવી હતી. લોકસાહિત્ય માટે મેઘાણીભાઇને બહુ તૈયાર થવાપણું હતું નહિ.

બરાબર સાડાસાત વાગે ટાગોર પોતાના ઓરડામાંથી અમે બેઠા હતા તે કચેરી હોલમાં આવ્યા. વિધિસર હસ્તધૂનન કરી કવિવર અમારી સામે પડેલી આરામખુરશીમાં લાંબા થઈ ને બેઠા.

ઉપચારક શબ્દોથી ટાગોરે શરૂઆત કરી કે ‘હવે ઉમરના હિસાબે મને બહુ શ્રમ પડે છે. મુંબઈમાં અનેક રોકાણો વચ્ચે માંડ અડધો કલાક તમારા માટે કાઢી શક્યો છું. દિલગીર છું કે આઠ વાગે આપણે પૂરું કરવું પડશે.’

અડધા કલાકમાં મુલાકાત પૂરી કરવાનો આદેશ સાંભળીને મેઘાણી-

ભાઈ જરા ઠંડા દેખાયા, પણ પૂરેપૂરા વિવેકથી તેમણે જવાબ વાળ્યો કે 'હું ગુજરાતી લોકસાહિત્યની એકાદ બે વાનગી આપની સમક્ષ રજૂ કરીને કૃતકૃત્યતા માનીશ.'

આટલું કહીને મેઘાણીભાઇએ ગુજરાતી લોકસાહિત્યમાં કેટલા પ્રકારનું સાહિત્ય છે તે સમજાવીને દરેક પ્રકારના સાહિત્યનો એક એક નમૂનો ગાઇ બતાવવા માંડયો.

થોડી વાર કવિવર ટાગોરે ઠંડે કલેજે સાંભળ્યે રાખ્યું. પછી વચમાં પડીને તેમણે પૂછ્યું, 'અમુક પ્રાંતોમાં જે જાતનું વીરરસવાળું કે શ્રૃંગારરસવાળું લોકસાહિત્ય છે તેવું ગુજરાતમાં નથી તેવો મારો ખ્યાલ છે. હું ગુજરાત કાઠિયાવાડમાં એક વખત પર્યટને નીકળેલો અને મેં આશા રાખેલી કે ગુજરાતના ઊંડાણવાળા ભાગ કાઠિયાવાડમાં રંગબેરંગી પોશાકવાળા જૂના અને ખડતલ માણસો જોવા મળશે. પણ હું જ્યાં જાઉં ત્યાં એકલી ગાંધીટોપી દેખીને નિરાશ થયેલો.'

મેઘાણીભાઇએ વિવેકથી જવાબ આપ્યો: 'આપ કાઠિયાવાડમાં આવેલા તે અમારા ખ્યાલમાં છે. પણ આપ તે વખતે મોટાઓની મહેમાનગતિના બંધિયાર વાતાવરણમાં હતા. અમારે માટે આપને મળવું સહેલું નહોતું. તે સ્થિતિમાં લોકસમૂહનાં દર્શન આપના માટે લભ્ય નહોતાં.' આ પછી ખરા કાઠિયાવાડના ખૂણે ખૂણે, ગામડે અને ગોંદરે શી વસ્તુઓ ભરી છે તેનું મેઘાણીભાઈએ હૂબહૂ વર્ણન કર્યું. કાઠિયાવાડના લોકસાહિત્યને અને લોકસમૂહને પરાપૂર્વથી બીજા પ્રાંતો સાથે કેવા સંબંધો હતા, તે એકબીજા પ્રાંતોના લોકસાહિત્યને રજૂ કરીને મેઘાણીભાઇએ ગાઇ બતાવ્યું. આ સાંભળ્યું ને કવિવર ટાગોર પોતાના ખરા સ્વરૂપમાં દેખાવા લાગ્યા. ધીમે ધીમે તેઓ ખુશખુશાલ બનતા ગયા. મેઘાણીભાઈ પણ ખીલવા લાગ્યા. આંતરપ્રાંતીય લોકસાહિત્યની વાતો કરતાં કરતાં મેઘાણીભાઈ

ટાગોરનાં બંગાળી લોકગીતો અને એના ગુજરાતી અનુવાદ ગાવા માંડયા, ત્યારે તો ખરેખર કવિટાગોર આરામખુરશીમાં બેઠા થઇ ગયા અને તેમનું અંગેઅંગ આ ગીતોને તાલ આપતું નાચવા લાગ્યું.

બરાબર રંગ જામ્યો હતો, ત્યાં મેઘાણીભાઇએ ઘડિયાળમાં જોયું. બરાબર આઠ વાગ્યા હતા. મેઘાણીભાઇએ ગાવાનું થંભાવી રજા માગી. ટાગોરે જાણે સાંભળ્યું જ નથી તેમ કરીને આંતરપ્રાન્તીય લોકસાહિત્યની ચર્ચા આંતરરાષ્ટ્રીય લોકસાહિત્ય તરફ વાળી.

બરાબર આ જ દિવસોમાં મેઘાણીભાઇ રોયલ એશિયાટિક સોસાયટીમાં અને તેવાં જ બીજાં સમૃદ્ધ વાંચનાલયોમાં આંતરરાષ્ટ્રીય લોકસાહિત્યનો અભ્યાસ કરતા હતા. આ ચર્ચાએ પરસ્પરમાં ભારે રસ જગાવ્યો. પછી તો ઊઠવાની વાત કોઇ બોલી શકે એવું રહ્યું નહિ.

તેવામાં બરાબર નવ વાગે શ્રીમતી સરોજિની નાયડુ આવી પહોંચ્યાં. તેમની સાથે ટાગોરની નવ વાગ્યાની મુલાકાત ગોઠવેલી હતી. ટાગોર સરોજિનીદેવીને જોઇને ઘડીભર આભા બની ગયા. મુલાકાતનો સમય ચૂકવાની અસભ્યતા કદી નહિ કરનાર ટાગોરે લોકસાહિત્યની દુનિયામાંથી ક્ષમાભરી આંખે સરોજિનીદેવી સામે જોયું.

સરોજિનીદેવીએ પણ રંગમાં રંગ જમાવે તેવો જ જવાબ વાળ્યો; મેઘાણીભાઇ સામે જોઇને એ બોલ્યાં 'ગુરુજી, એમને બાપુએ (મહાત્માજીએ) રાષ્ટ્રીય શાયરનું બિરુદ આપ્યું છે. તેમનાં રાષ્ટ્રીય ગીતો......તેમનું લોકસાહિત્ય.......આપ ધરાઇ ધરાઇને સાંભળો. હું તેમની તરફેણમાં રાજીનામું આપીને ચાલી જાઉં છું.'

મેઘાણીભાઈનાં રાષ્ટ્રીય ગીતો અને લોકસાહિત્યનું સરોજિનીદેવીએ તેમની કવિત્વમય ભાષામાં જે વર્ણન કર્યું તે રજૂ કરવાની મારી શક્તિ નથી. પણ તે રીતે ટાગોરને મેઘાણીભાઈ વિષે વધુ રસ જગાડીને સરોજિનીદેવી ચાલ્યાં ગયાં. ટાગોર વિવેકના શબ્દો સિવાય બોલી શકયા નહિ.

તરત જ કવિવરે મેઘાણીભાઇ તરફ વળીને તેમનાં રાષ્ટ્રીય ગીતોની વાનગી પીરસવાની ઉઘરાણી કરી. સાડાનવ વાગ્યા સુધી એકસરખા રસથી અને ખુશખુશાલ મિજાજથી આ કાર્યક્રમ ચાલ્યો. છેવટે કહ્યું: 'મેઘાણી, તમે શાન્તિનિકેતન આવો. ત્યાં હું અને તમે લોક-સાહિત્ય વિષે વધુ ચર્ચા કરીશું. આ વિષયમાં હજુ ઘણું કરી શકાય તેવું તમને મળશે. તમારી પાસેથી બંગાળને પણ ઘણું મળશે. પણ તે પહેલાં મારામાં જરા જુવાની પાછી આવે તો હવે તમારા મહેમાન બનીને મારે કાઠિયાવાડ આવવું છે અને કાઠિયાવાડના ગામડે અને ગોંદરે ફરીને અસલ પુરાણા કાઠિયાવાડનાં દર્શન કરવાં છે.'

આ મુલાકાત પછી તરત જ રાષ્ટ્રવિખ્યાત કળાકાર શ્રી. નંદલાલ બોઝને મેઘાણીભાઇના નિવાસસ્થાને મોકલી શાન્તિનિકેતન આવવાનું મેઘાણીભાઇને રીતસર આમંત્રણ મોકલ્યું હતું.

* * *

મેઘાણીભાઇ પકડાયા. છૂટયા. પત્રકારત્વના વ્યવસાય પ્રત્યે તેમને કંટાળો આવ્યો. 'જન્મભૂમિ' શરૂ થયું. સાહિત્યના ક્ષેત્રે વિચરવા અને માત્ર 'કલમ–કિતાબનું' પાનું સંભાળવા તેઓ મુંબઇ ગયા. ફરી 'ફૂલછાબ' નો વહીવટ બદલવાના સંજોગો ઊભા થયા. 'ફૂલછાબ'ના તંત્રીકાર્યની જવાબદારી સંભાળી શકે તેવું મેઘાણીભાઈનું નામ સૌની જીભે ચડયું. પત્રકારત્વના વ્યવસાયથી કંટાળીને મુંબઈમાં મેઘાણીભાઇ માંડ સ્થિર થયા હતા. તેઓ કોઇ રીતે ફરી કાઠિયાવાડમાં જવા ખુશી નહોતા. પત્રકારત્વના વ્યવસાયમાં પડવા તેથી યે ઓછા તૈયાર હતા. ઉપરાંત જે સ્થિતિમાં 'ફૂલછાબ' સંભાળવાનું હતું તે કોઇને પણ ઇર્ષા થાય તેવું નહોતું. પણ મિત્રોએ બહુ આગ્રહ કર્યો ત્યારે માત્ર અંગત મમતાને કારણે મેઘાણીભાઇએ કશી આનાકાની કે આડંબર વિના ટૂંક સમય માટે રાણપુર જઇ કામ સંભાળવાનું સ્વીકાર્યું.

'ફૂલછાબ'નું તંત્રીકાર્ય તેમણે સ્વીકાર્યું, પણ તંત્રીપદે પોતાનું નામ મૂકવાની તેમણે સ્પષ્ટ ના કહેલી. તંત્રી તરીકે નામ નાથાભાઇનું હતું.

તેમના તંત્રીપણાની શરૂઆતનાં અઠવાડિયાંમાં 'ફૂલછાબ'ના પ્રકાશન સામે અનેક મુશ્કેલીઓ ઊભી થઈ હતી. એક અઠવાડિયે પોલીસપાર્ટીએ કાર્યાલયનાં દ્વાર ખખડાવ્યાં. મેઘાણીભાઇ અને નાથાભાઇએ પોલીસને તો કાયદેસર સ્થિતિ સમજાવી પાછા વાળ્યા પણ મેઘાણીભાઇનું ખમીર હાલી ઊઠયું. તેઓ બોલી ઊઠયા: 'આવી દાદાગીરી કરીને કોઈ મને આ સ્થાનેથી ખસેડવાની આશા રાખે છે? હરગીજ હું દાદાગીરીને વશ નહિ થાઉં અને હવે ખાંભી ખોડીને હું આ સ્થાને બેસીશ. આજથી 'ફૂલછાબ'ના તંત્રી તરીકે પણ મારું નામ મૂકી દો.' આમ કહીને તેઓ પોતે તરત જ મુદ્રણાલયમાં ગયા અને તંત્રી તરીકે પોતાનું નામ મુકાવી દીધું.

*　　　*　　　*

મેઘાણીભાઇએ 'ફૂલછાબ'નું તંત્રીપદ સ્વીકાર્યું તે દરમ્યાન સંસ્થા સામે સખત ટીકાઓનો વંટોળ ચડેલો. છેવટે તે આખી વાત ગાંધીજીને સુપરત થઇ હતી. તેમનો આખો ચુકાદો 'ફૂલછાબ'ની તરફેણમાં આવ્યો હતો, પણ ચુકાદામાં છેલ્લી એક લીટી બાપુએ લખી હતી કે 'બન્નેનાં નિવેદનોની ભાષા મને ગમી નથી.'

અમે આ સામે વાંધો લીધો. તેના જવાબમાં બાપુએ કહ્યું કે તો મારે બધાં નિવેદનો અક્ષરશઃ વાંચવાં પડશે. તેમ કહીને સૌથી પહેલાં તેમણે....નાં સેવા સમિતિને લગતાં નિવેદનો વાંચવા માંડયાં. એક જ નિવેદન વાંચીને તેમણે કહ્યું કે 'આ નિવેદનને હું સર્ટીફીકેટ નહિ આપી શકું. તે બીજી રીતે ઠીક છે. પણ તેમાં આવેશ દેખાય છે. એક વખતના મિત્ર સામેના લખાણમાં દુઃખ ઝરવું જોઇએ.' અમે ઘણી દલીલો કરી. તે વખતના ગરમ વાતાવરણની વાત કરી.

સામા પક્ષનાં આક્રમણકારી લખાણોની વાત કરી....ના લેખ 'હરિજન' માટે નહોતા અને 'હરિજન'ની ભાષા સાથે તેને સરખાવી શકાય નહિ, તેવી પણ દલીલ કરી. પણ બાપુ એકના બે ન જ થયા.

છેવટે અમે દલીલ કરી કે 'પણ આ છેલ્લા વાકયથી મેઘાણીભાઇને અન્યાય થાય છે. બધા આક્રમણ સામે 'ફૂલછાબ'માં તેમણે માત્ર ત્રણ પેરેગ્રાફ લખ્યા હતા.' બાપુએ આ લખાણ વાંચ્યાં. તેઓ જરા વિચારમાં પડયા અને તરત પોતાના ચુકાદાની આ લીટી ચેકી નાખી.

*　　*　　*

તે સમયે "ફૂલછાબ"ના આખા તંત્રીવિભાગના તેઓ એક જ તંત્રી હતા. ખબરપત્રીઓના પત્તા નહોતા. બ્લોક અને ચિત્રોનાં ઠેકાણાં નહોતાં. તેમનું પોતાનું દિલ પણ મુંબઈ તરફ હતું. છતાં મેઘાણીભાઇના કેવા કેવા મનોરથોએ કામ કર્યું તે બતાવતા તેમના બે પત્રોના ઉતારા આ નીચે આપું છું. પહેલો પત્ર તા. ૩-૧૧-૩૭નો છે.

'ધીરે ધીરે આંહીંની જવાબદારી યોગ્ય માણસોને માથે મૂકી શકાય તેવા પ્રયત્નો જોરથી કરવાનું તમને કહેવું હતું. મારું જીવનધ્યેય તેમ જ માનસિક સાંસારિક પરિસ્થિતિ મને બીજે માર્ગે બોલાવી રહેલ છે.

'હરીફાઇના આક્રમણમાં ટકી રહેવા માટે હજુ વિશેષ પ્રયત્નોની, હજુ વધુ સાહસબળની જરૂર છે. છ અને સાત ફર્મા બહુ ઓછા પડે. સાપ્તાહિકોને માટે કાળ વધુ વધુ કઠણ આવતો જાય છે. આપણો બહારની દુનિયા સાથેનો સંપર્ક વધુ વ્યાપક બની રહે તે માટે ઘૂમાઘૂમ કરનાર ડાંખરા માણસની— નાથાભાઇ જેવાની કાયમી જરૂર છે.

'પૂર્તિઓનો વિચાર મારા મગજમાં ઘૂમ્યા જ કરે છે. હું તમારા કરતાં વધુ વેગથી એ ધૂને ચડયો છું. મારા મગજમાં અનેક યોજનાઓ રમે છે. મારી પાસે એક જ તરવરિયો ને કાર્યકુશળ માણસ

હોત તો તમારા આદર્શનું 'ફૂલછાબ' હું જોતજોતામાં બતાવી શકત; પણ આંહીં તો ચાલુ કામમાં ય આખી શક્તિ રોકાઇ રહે છે. વળી હમણાં તો ઉપરાઉપરી પરિષદો, હિંદના રાજકારણમાં પણ ચાલ્યા આવતા મહત્ત્વના પ્રસંગો, એ બધાં પાનાં ખાઇ જાય છે.

'સાહિત્યપૂર્તિ તો સરળ વાત છે. ઓફિસમાં બેઠે બેઠે જ બને. બીજી પૂર્તિઓ માટે બહાર ભટકવું પડે. ગ્રાહકો વધારવાની વાત મને એથી પણ વધુ મહત્ત્વની લાગે છે......એ પ્રયાસ મુંબઇ ખાતે ખાસ માણસથી થાય એવું માગું છું. યોગ્ય માણસે મહેનત કરવી જોઇએ.

'બાકી તો વર્ષ સારું નીવડયું. હવે આપણે તૂટી નહિ જઇએ, એવી આશા બંધાય છે. પ્રેસને તો ન ખૂટે તેટલો ખોરાક મળી રહ્યો છે. કરકસર બરાબર કાળજીથી કરીએ છીએ. આખા કાર્યાલયના માણસોમાં સંતોષી અને એકનિષ્ઠ પ્રાણ પેદા થયો છે. કોઇને કશો ભય, દ્વિધા, કુતર્ક કે વિષાદ નથી. આ બધા સંજોગોએ મારામાં મારી શક્તિ સંકુચિત છતાં, અખૂટ હોંશ મૂકી છે.'

તા. ૧૮–૬–૩૮ના પત્રમાં પહેલી વખત મેઘાણીભાઈ તબિયત ઝડપથી બગડી રહ્યાની ફરિયાદ કરે છે. છતાં સંસ્થાના વહીવટ માટે સંગીન સૂચનો કરે છેઃ

'હું છ મહિનામાં તંત્રીપદની જવાબદારીમાંથી છૂટો થઈ શકું એવું આપણે વિચારી લેવાનું છે. મને ઘણી દૃષ્ટિએ ઘણો બોજો લાગે છે. આંખો, હાથની લખવાની શકિત, મગજશક્તિ વગેરે ધીરે ધીરે જ નહિ પણ જલદી કથળી રહ્યાં છે......'ફૂલછાબ'નું પત્રકારત્વ દિન પ્રતિદિન વધુ સબળ અને સાથે સાથે વધુ જવાબદારીવાળું બનતું જાય છે. કાઠિયાવાડના નવા જીવને એને વધુ Elaborate પણ બનાવ્યું છે. હું એના દિન પ્રતિદિનના ભાવિ પરત્વે મારી શક્તિને કમ્પારી અનુભવતી જોઉં છું. નાનામાં નાની

બાબતો પણ માથા પર મોટા બોજા મૂકનારી બને છે......એક પણ ગ્રાહક ખડે છે ત્યારે મને તેની પાસે દોડયા જઇ એને પાછો મેળવવાનું મન થાય છે. મેલી પ્રચારવિદ્યા સામે આપણે ઉજળી પ્રચાર–ચિંતા પણ રાખવી જ જોશે. ગ્રાહકો સાથે ઘનિષ્ઠ સંબંધ, એજન્ટો પર સતત દેખરેખ, મેલી વિઘાતક શક્તિઓનો કુશળ સામનો આ બધું આજે એવું જરૂરી લાગે છે કે જાણે આજે આપણે in the thick of the fight હોઇએ !'

તે પછી તા. ૫–૭–૩૮ના પત્રમાં સંસ્થાને સુદઢ સ્થિતિમાં મૂકીને પોતે ખસવાનો વિચાર પ્રદર્શિત કરે છે: 'આ સંસ્થાને હું છોડું તે પૂર્વે સુદઢ પાયા પર મુકાતી જોવા માગું છું. આર્થિક હરીફાઇનાં તત્ત્વો કામ કરી રહ્યાં છે ત્યાંસુધી એ reality કહેવાય. એને આપણે કેવળ sentiment થી ઉવેખી ન શકીએ. સામું જોર વાપરવું જ પડશે. એટલે આપણી સતત જાગૃતિની જરૂર છે. જેમ જેમ 'ફૂલછાબ' વધુ સ્વતંત્ર ને વિવેકી વિચારસરણી ધારણ કરતું થશે તેમ તેના વિરોધીઓ વધશે. તેટલા પૂરતું જોર વધારવું પડશે... પણ શાન્તિથી યોજનાપૂર્વક વિચાર કરવાનો આપણે હજુ સમય જ નથી લીધો. એ હવે વિના વિલંબે લેવો જોઇએ...મારો હાથ, આંખો વિગેરે અતિ વધુ પડતા લેખનને લીધે થાકતાં લાગે છે. દર ત્રણ ત્રણ મહિને આપણામાંના અમુક ભાઇઓએ તો મળીને થયેલા કામની સમીક્ષા તેમ જ નવા કાર્યની રૂપરેખા દોરવી જ જોઇએ.

'તમે વ્યાપારીઓ છો, હું તો એક પંતુજી જેવો માણસ છું, એટલે જે શબ્દો તમે મને કહી શકો તે ઊલટાના હું તમને કહું છું'

* * *

તે દરમ્યાન ઘણાં વર્ષો પછી અમદાવાદનું પહેલું કોમી હુલ્લડ આવ્યું. હુલ્લડની સ્થિતિ સમજવા અને સ્થળ ઉપર જાતે જઇ તેનું

વાતાવરણ પામવા તંત્રીવિભાગના ભાઈઓ અમદાવાદ ગયા હતા. અમદાવાદના હુલ્લડના પ્રસંગોને 'ફૂલછાબે' જે રીતે ચમકાવ્યા તેથી ગુજરાત આખું સ્તબ્ધ થયું હતું. સરકારને પણ તેની અસર થયેલી અને સરકારે 'ફૂલછાબ'ના પ્રકાશક અને તંત્રી ઉપર કેઈસ કરી લાંબી મુદતની સજા મળે તેવી કલમો લાગુ પાડી હતી.

તે વખતે મેઘાણીભાઈની વધતી જતી ઉંમર, લથડતી જતી તબિયત અને પત્રકારત્વ પ્રત્યેનો ઊંડો ઊંડો કંટાળો—તે બધું જોતાં કોઈકને ભય હતો કે આવા કોમી મુદ્દા ઉપર આવી અણધારી રીતે સપડાઈ જવા બદલ કદાચ મેઘાણીભાઈને દિલગીરી થશે.

પણ તેઓની અત્યાર સુધીની એકસરખી કારકિર્દીને જેબ આપે તેવું, તેજસ્વી અને ઠંડી તાકાતવાળું તેમનું માનસ પ્રદર્શિત કરતો પત્ર આવેલો તે નીચે આપું છું:

'હું જામીન પર છૂટીને ગઈ કાલે આવ્યો. નાથાભાઈ આજે રજૂ થનાર હતા. કેસની મુદત તા. ૧૬-૬-૪૧ની પડવાની હતી. શ્રી. હિંમતભાઈ શુકલે બહુ જ મમતા તેમ જ હિંમત સાથે કેસ હાથ ધરેલ છે. સૌની સહાનુભૂતિ છે, તેમ જ શુભ પરિણામ વિષે શ્રદ્ધા છે. છતાં હું prepare for the worstની જ મનોવૃત્તિ કેળવી રહ્યો છું. સ્થાનિક મનોદશા જોતાં કદાચ જેલ (લાંબી જેલ) પણ થાય, તો નવાઈ નહિ. પણ આપણે કશું જ ખોટું અથવા મૂર્ખાઈભર્યું કર્યું હોય એવું મને તો નથી લાગતું, પણ બે પગે ચાલતા કોઈને પણ નથી લાગતું. સૌને એમ લાગે છે કે સરકાર જે તપાસ આપવા નહોતી માગતી તે આ કેસથી પ્રજાને સહેજે સાંપડશે. આપણી આત્મશ્રદ્ધા અને જાહેરની પ્રતીતિપૂર્ણ સહાનુભૂતિ — બસ, આ મત્તા કરતાં વધુ શાની આપણને જરૂર છે? જોખમ તો શામાં

નથી ? Safety firstની જ મનોદશા તો સડેલી છે. મારું અંતઃકરણ સ્વસ્થ છે, નિર્મળ છે. ઝવેરચંદ

* * *

તે પછી ૧૯૪૨ નો રાષ્ટ્રીય લડતનો સમય આવ્યો. હિંદી સરકારે વર્તમાનપત્રો માથે આકરામાં આકરા અંકુશો મૂકયા હતા. મહાત્માજીએ વર્તમાનપત્રો બંધ કરવાનો આદેશ આપ્યો હતો. સંસ્થાની આર્થિક સ્થિતિ મુશ્કેલ રહ્યા જ કરતી હતી. જે સંસ્થાની હૈયાતી માટે આટલા પ્રયાસો કર્યા હતા તે સંસ્થાનો સદા માટે લોપ થાય તેવું હતું. દેશનાં બીજાં વર્તમાનપત્રો ભેગાં મળીને હજુ વિચારણા ચલાવતાં હતાં, પણ કોઈએ કશો નિર્ણય નહોતો કર્યો. આવા વિષમ સંજોગોમાં પણ મેઘાણીભાઈના વિચારો સ્પષ્ટ હતા તે તેમના તા. ૧૯–૮–૪૨ ના નીચેના પત્રોમાંથી દેખાશેઃ

'નાથાભાઈને તો કશી જ પ્રવૃત્તિ કર્યા વગર પકડયા એટલે કોને કયારે નહિ પકડે તે કાંઈ કહેવાય નહિ. 'ફૂલછાબ' નું શું કરવું તેના બેઉ વિકલ્પો અમે વિચારેલ છે. મને લાગે છે કે દિલ્હીની પ્રેસ કમિટીની રાહ જોઈએ. હજુ 'હિંદુસ્થાન ટાઈમ્સ' કે 'હિંદુ' જેવાંએ પણ કાંઈ કર્યું નથી. આપણે આપણી જાત માટે વધુ પડતું માની લેવા જેવું લાગે છે. તે છતાં તમે સૂચવેલ બેમાંથી એક પણ પગલું લેવું હોય તો તમારામાંથી કોઈક જવાબદાર ભાઈએ આંહીં આંટો આવવો જ જોશે.'

આખરે એવો નિર્ણય થયેલો કે બીજાં વર્તમાનપત્રો શું નિર્ણય કરે છે તે જણાય ત્યાંસુધી સરકારી અંકુશો છતાં 'ફૂલછાબ' અગાઉના ધોરણે ચાલુ રાખવું. તેમ કરતાં જોખમ આવે તે વહોરી લેવું.

જોખમ ધાર્યા કરતાં વહેલું આવ્યું અને 'ફૂલછાબ' બંધ કરવાનો સરકારી હુકમ આવી ગયો. છાપખાનું બંધ

કરવામાં નહોતું આવ્યું. એટલે એક છાપખાના ઉપર આખી સંસ્થાને નભાવવાનો પ્રશ્ન વિકટ હતો. અનેક કારીગરોના જીવન-નિર્વાહનો પ્રશ્ન હતો. મેઘાણીભાઈની નાજુક તબિયતના હિસાબે તેમના માથે વધુ બોજો નાખવાની દરખાસ્ત કોઈથી થઈ શકે તેમ નહોતું.

છતાં મેઘાણીભાઈએ પોતે પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાની વાત રજૂ કરી. 'મરેલાનાં રુધિર અને જીવતાનાં આંસુડાં'ની પહેલી પુસ્તિકા પ્રગટ થઈ ને ચપોચપ ઊપડી ગઈ. સૌમાં હિંમત આવી.

દર પખવાડિયે બહાર પડતી આવી પુસ્તિકા માટે તેઓ કેટલાં યે પુસ્તકો એકઠાં કરતા, તેમાંથી મુદ્દાઓ એકઠા કરતા, જરૂરી ચિત્રો મેળવતા અને 'ફૂલછાબ'ની પ્રતિષ્ઠાને જરા યે નીચી ઉતારે તેવી પુસ્તિકા ઉતાવળે પ્રસિદ્ધ થાય નહિ તેમ જ ગ્રાહકો પોતાના નામ પાછળ છેતરાય નહિ, તેની તેઓ ખાસ ચીવટ રાખતા.

*  *  *

કેટલાક મિત્રોએ મેઘાણીભાઈને પૂછેલું કે તમને લખવાની ખરી લહેજત કે રંગ કયારે જામે ? કેવા સંજોગોમાં જામે ? આંગળી ચીંધીને તેઓ બતાવતા કે સામા ટેબલ ઉપર બેસું અને કલમ હાથમાં લઉં એટલે લહેજતથી જ ગમે એટલું લખાયે જાય છે. બનતું પણ તેવું જ. તેઓ એકલા 'ફૂલછાબ'નાં પાનાં ભરતા હતા તો પણ ગમે તે વિષય પરતું એકધારું લખાણ આ જ રીતે લખાતું હતું. અઠવાડિક માટેની ચાલુ વાર્તા એક સાથે લખી રાખીને તેઓ નહોતા પ્રસિદ્ધ કરતા. જે દિવસે મુદ્રણાલય માગે તે દિવસે વાર્તાનો તે અઠવાડિયાનો હપ્તો તેઓ લખતા હતા. 'ફૂલછાબ'ની પ્રસિદ્ધિની છેલ્લી ઘડીએ થોડું 'મેટર' ખૂટે અને મેઘાણીભાઈ પાંચ-દસ મિનિટમાં પહેલા પાનાના બીજા 'મેટર' સાથે બરાબર બંધબેસતું થાય તેવું, ઉચ્ચ કક્ષાના સાહિત્ય જેવું લખાણ ટપકાવી દે. એમનાં સારાં ગણાઈ ગયેલાં કાવ્યો પણ આ રીતે લખાયેલાં મેં જોયાં છે.

એક ઝવેરી મિત્રે એક નાટક કંપની માટે મેઘાણીભાઇનું "સમરાંગણ" પુસ્તક ભજવવાની પરવાનગી માગતો પત્ર મારા મારફત મેઘાણીભાઇને લખેલો. તે નાટક કુંપની મોટી હોવા છતાં તેના પ્રતિકૂળ આર્થિક સંજોગોની વાત તેમાં હતી. તેનો જવાબ મિત્રને સીધો લખવાને બદલે મારા ઉપર લખેલો !

'રાજકોટ ગયેલો ત્યાં તમારો પત્ર મળેલો. તેના જવાબમાંઃ—

'આંહીં' એક ઝવેરચંદ મેઘાણી નામના ભાઈ છે. આપણા જાહેર કામમાં કાંઇક મદદ પણ કરે છે. તેમને તેમનાં પત્ની માટે રૂા. પાંચેક હજારનું ઝવેરાત જોઇએ છે. પણ તેમની સ્થિતિ સારી નહિ હોવાથી ને સંજોગો પ્રતિકૂળ હોવાથી શ્રી......ઝવેરી ફક્ત નામનો પુરસ્કાર સ્વીકારીને શ્રી......ની નાટક કુંપની પાસેથી એ ઝવેરાત મેળવી આપે એવી મેઘાણીની માગણી છે.'

'મને લાગે છે કે આ જ જવાબ હોઈ શકે. મારું પુસ્તક વાપરવું, નામ વટાવવું, એકટરોને ગંજાવર પગારો આપવા, નાટક લખનારને બે બે ત્રણ ત્રણ હજાર દેવા—માત્ર લેખકને નામનો પુરસ્કાર !

'બાપાલાલભાઇ ! તમે આ નાટક–સિનેમાવાળાને ઓળખતા નથી. વધુ શું લખું ? આજીવિકા–સાધન માટે પુસ્તકોમાં લોહી નિચોવું છું. ભવિષ્યનું કોઇ provision કરી શકતો નથી. ચાલુ ખરચા વધતા ચાલ્યા છે. તેવે ટાણે આ કહેવાતા સ્નેહીઓ સંબંધીઓ 'પ્રતિકૂળ સંયોગો'ની વાતો કરી મને ને મારી આબરુને ગિરો મુકાવવા માગણી કરે છે તેથી હસવું આવે છે.

'આ......ની નાટક કંપની તરફથી અગાઉ પણ મને નોતરાં મળેલાં. પણ હું તો બે હજાર મળે તો પણ નાટક કે સિને-માથી દૂર જ રહેવા માગું છું. હું જાણું છું કે એ લોકો મારી તૈયાર

કૃતિઓમાંથી ચોરીને પોતાનું હિત કરી જ લે છે,—ને તમે જોજો, 'સમરાંગણ' પણ ચોરાઈ જશે—પણ મને એક સંતોષ છે કે મારું નામ હું પૈસા ખાતર વેચતો નથી. એ વાત આટલેથી જ પતાવજો.'

* * *

મુંબઈના રેડિયો સ્ટેશનેથી લોકસાહિત્ય રજૂ કરવા મેઘાણીભાઈને વર્ષો પહેલાં આમંત્રણ મળેલું. પણ દેશાવરમાંથી આવીને રેડિયો ઉપર રજુઆત કરનાર ગવૈયા કે ગમે તેને રેલ્વેના બીજાવર્ગનું ભાડું મળતું હોય તો સાહિત્યકારને કાં નહિ? તેઓને પોતાને એકને જ નહિ પણ બધા સાહિત્યકારો માટે આવો નિયમ થાય નહિ ત્યાં સુધી રેડિયો ઉપર રજુઆત કરવાની તેમણે ના કહી દીધી હતી. તેઓ તે વખતે ત્રીજા વર્ગમાં મુસાફરી કરતા હતા. અવારનવાર ઘરનાં ભાડાં ખરચી મુંબઇ આવતા હતા. સાથોસાથ રેડિયોમાં રજુઆત કરીને ભાડું તેમ જ પુરસ્કાર જે મળે તે સરકાર પાસેથી વસૂલ કરી શકે તેમ હતા, પણ સાહિત્યકારની પ્રતિષ્ઠા ખાતર છેવટ સુધી તેઓએ રેડિયો ઉપર રજુઆત કરવાનું બંધ રાખ્યું હતું.

* * *

તેવી જ રીતે કોઈ શહેરમાં તેઓ લોકસાહિત્યની સભા માટે જાય ત્યારે ત્યાંના રાજા કે શ્રીમન્ત કહેવડાવે કે 'મારે આપને મળવું છે, આપની સાથે ચા-પાણી પીવાં છે અને આપનું લોકસાહિત્ય સાંભળવું છે.' તેના જવાબમાં તેઓ તરત કહેવડાવતા કે 'વિવેક તરીકે મળવા કે ચા-પાણી પીવા હું ગમે ત્યારે આવીશ, પણ લોકસાહિત્ય સાંભળવા આપને સૌની સાથે જાહેર સમારંભમાં આવવું પડશે મોટાઓના દિલરંજન માટે આવા કાર્યક્રમ યોજવાનું મને ફાવતું નથી. થોડાં પણ સાચા રસથી સાહિત્યનું પાન કરનારાં પાસે હું ગમે ત્યારે અને ગમે તેટલો વખત ગાતાં અચકાતો નથી.'

કોઈ સંસ્થા માટે પણ નાણાં ઊભાં કરવા તેમનો કાર્યક્રમ યોજાતો ત્યારે તેમને ભારે ક્ષોભ થતો અને ઘણી વખત ના કહી દેતા હતા.

# પ્રસંગ-સંભારણાં

## નિરંજન વર્મા : જયમલ્લ પરમાર

૧૯૩૮ના દિવસે હતા. અમે કાઠિયાવાડના એજન્સી પ્રદેશમાં ફરતા હતા. એ વખતે ચાલી રહેલ જોડાણયોજનાની વિરુદ્ધ કાઠિયાવાડ રાજકીય પરિષદની વિરોધપત્રિકામાં લોકોની સહીઓ લેતા હતા. મુદ્દો હતો રાજકીય. એને રાજકીય તેમ જ કાયદેસર દૃષ્ટિએ સરદાર વલ્લભભાઈ પટેલથી માંડી કાઠિયાવાડના એકેએક આગેવાન કાર્યકર્તાઓએ ચર્ચી નાખ્યો હતો. ભર ઊંઘમાંથી ઉઠાડીને અમને યે કોઈ પુછે તો પરીક્ષા અગાઉ રિવિઝન કરનાર વિદ્યાર્થીઓની જેમ અમે યે એ મુદ્દાની બધી બાજુઓ કડકડાટ બોલી જઈએ એટલો એ મોઢે ચડી ગયો હતો. એ મુદ્દા વિષે વધારે કહેવા જેવું કે જાણવા જેવું રહ્યું ન હતું.

એવા મુદ્દાની વિરોધપત્રિકામાં સહીઓ લેતી વખતે અમારી નજરે થોડાક રમૂજી પ્રસંગો ચડયા. પ્રજાનું માનસ વ્યક્ત કરતા વિચિત્ર વાર્તાલાપ સાંભળ્યા. રાજકીય મુદ્દા સાથે જેને ખાસ નિસબત નહિ એવા આ પ્રસંગો. છતાં યે અમે એ પ્રસંગો ટૂંકમાં લખી નાખ્યા. આખા દિવસની રખડપાટ ઉપર પ્રથમ રાતની ઊંઘનું એ પ્રસંગો લખવામાં નિવેદ ધરાવ્યું. રાજકીય પરિષદની ઓફીસે એ મોકલીએ તો કદાચ કચરાની ટોપલીને સ્વાધીન થાય એવા મામૂલી અને બિનરાજકીય એ પ્રસંગો. બગલથેલીનો ભાર હળવો કરવા એ પ્રસંગો ઈશ્વરાધીન ભાવે ટપાલમાં નાખ્યા સરનામું લખ્યું 'ફૂલછાબ'.

ફરી પાછા અમે ગામડામાં ફરવા લાગ્યા. ટપાલ જ્યાં વારે–તહેવારે જોવા મળે એવો પ્રદેશ ભટકવા લાગ્યા.

પાંચ-સાત દિવસ બાદ કોઇ ગામડાંમાં 'ફૂલછાબ' નજરે ચડયું. જોડાણુયોજના અંગે છેલ્લી માહિતી જાણવા 'ફૂલછાબ' પર નજર કરી ત્યાં તો પેલા ખરીચા જેવા પ્રસંગો છેલ્લે પાને શણગારાઇ ને બેઠેલા જોયા. આસપાસ ફોટાનો યે ડાકડિમાક. જાણે લોકકથાની પેલી વાતની જેમ અડધી રાતે દરવાજે આવીને પડયા રહેલા મુસાફરને દરવાજો ઊઘડતાં રાજહાથીએ ઉપાડીને રાજસિંહાસને પધરાવી દીધેલ છે! વધારામાં અમે એ પ્રસંગો અદ્ધરોઅદ્ધર મોકલાવેલા, એટલે જ્યાં હોઇએ ત્યાં 'ફૂલછાબ' વાંચીએ તો એ દ્વારા તંત્રીએ પીઠિકા બાંધીને સંદેશો પાઠવેલો કે આવા પ્રસંગો હજી યે મોકલજો, ખૂબ મોકલજો.

મેઘાણીભાઇની સાથે આ અમારો પ્રથમ લેખન-સંબંધ. એ પછી ત્રણ–ચાર અઠવાડિયાં સુધી એવા જ પ્રસંગો મોકલાયા ને 'ફૂલછાબ'માં છપાયા. પાળિયાદનો ભૌગોલિક ધરતીકંપ આવ્યો ને રાજકોટના સત્યાગ્રહનો રાજકીય ધરતીકંપ પણ આવ્યો. એમાંથી યે એવા જ માનવપ્રસંગો અમે લખતા રહ્યા ને મેઘાણીભાઇ એ પ્રસંગોને રાજા બનાવીને 'ફૂલછાબ'માં શણગાર સહિત બેસાડતા રહ્યા.

રાજકોટ સત્યાગ્રહ બંધ રહ્યો ને મેઘાણીભાઇએ અમને 'ફૂલછાબ'માં આવવા કહેણુ મોકલ્યું. અમે આવ્યા ને રોકાઇ ગયા. 'ફૂલછાબ'માં મેઘાણીભાઇની સાથે સાડાત્રણ વરસ રહીને કામ કર્યું ને પત્રકારત્વના એમની પાસેથી પાઠ શીખ્યા. પોરસ ચડાવી ચડાવીને અમને એમણે લખતા કર્યા ને એકમેકને અતિ નિકટતાથી જોયા–જાણ્યા. એમના જીવનનાં અનેક પાસાંને ભારેખમ રીતે લખી શકાય એવી સામગ્રી આટલાં વરસોના સંપર્કે આપી દીધી છે.

પણ આજે યાદ આવે છે એમને પ્રથમ મળવા આવેલ તે

પ્રસંગની વાતચીત. એમણે કહેલું: 'મને આવા ટૂંકા ટૂંકા પ્રસંગો બહુ ગમે છે. લોકોને ભાર ન લાગે છતાં સચોટ રીતે કહી જાય છે આવા પ્રસંગો. જાણે વીજળીના ચમકારા.'

આવા વીજળીના ચમકારા મૂકવાનો એમનો આગ્રહ અમે એ પછી લાંબા સંપર્ક-સમય દરમ્યાન સતત નીરખ્યો છે. કોઇ રાજકીય સંમેલન હોય કે સાહિત્યક સંમેલન-એના લાંબાલચ અહેવાલ સાથે તેઓ 'પ્રસંગકણિકાઓ': 'સંસ્મરણો' અવસ્ય મુકાવતા. કોઇ દુઃખદ અવસાન થાય, સ્વર્ગસ્થનાં જીવન લખાઇને છપાવા આવે, પણ મેઘાણીભાઈ પ્રસંગસંભારણાં ખાસ મંગાવતા ને મુકાવતા. સર પ્રભાશંકર પટ્ટણી ને નગીનભાઇ સ્ટેશન માસ્તર, પ્રો. ત્રિવેદી સાહેબ ને ડૉ. પોપટભાઇ સંઘવી, મણિશંકર ત્રિવેદી અને ફૂલચંદભાઈ-અરે ખુદ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના અવસાન બાદ એમણે 'ફૂલછાબ'માં પ્રસંગ સંભા-રણાંથી અંજલિઓ અપાવી છે.

આજે થાય છે કે ભારેખમ લખાણને બદલે અમે યે એમને એમની ભાવનાને અનુરૂપ પ્રસંગ-સંભારણાંથી જ સ્મરણાંજલિ અર્પણ કરીએ.

* * *

અમે 'ફૂલછાબ'માં જોડાવા આવ્યા એ હતો બુધવારનો દિવસ. એ દિવસે કાર્ટૂન તૈયાર થઇ જવું જોઇએ. સવારમાં જ મેઘાણીભાઈ કાર્ટૂન તૈયાર કરવા બેઠા. ભાંગલો ખડિયો ને તૂટલી કાતર, કાગળિયાના કટકા ને ચિત્રો-કાર્ટૂનોના ફૂથ્થા એમણે એમના પહોળા ટેબલના પેટમાંથી બહાર કાઢયાં જાણે જાદુગરની કોથળી ઠલવાણી ! મંડયા લપેડા મારવા. પીછીથી લીટો ન ફાવે એટલે હોલ્ડરની ટાંકથી લીટા તાણે. ટાંકથી લીટો તાણવાની એકાગ્રતામાં પીછી નીચે મૂકવી ભૂલી જાય ને ઝીણી કારીગરીવાળા કામની પડખે લપેડો તણાઇ જાય. એ લપેડાને ભૂંસવા તરત સફેદાનો કૂચડો ફેરવે ને વણ-

સુકાયેલી કાળી શાહી સફેદાને યે કાળો બનાવી મૂકે. શાહીની એ ફાંસલાજાળને તડકે મૂકી પોતે જૂનાં ચિત્ર ફેંદે ને એમાંથી કોઈ કાઢે નટી ને કોઈ કાઢે ક્રિકેટખેલાડી. એકનું લે માથું ને બીજાના લે ટાંટિયા. ચોડીને તૈયાર કર્યું એક ચિત્ર. એક જોઈતું ચિત્ર ન મળ્યું એટલે રાંદલમા જેવું મોરું પોતાને હાથે ચીતરી નાખ્યું ને બીજું જોઈતું ચિત્ર ન મળ્યું એટલે પ્રેતભૂમિમાંથી ચાલ્યા આવતા હોય તેવા પગના લીટા તાણી માર્યા. બે કલાકે કાર્ટૂન તૈયાર થવા આવ્યું પણ કાર્ટૂનમાં નીચે જ્વાળાઓ મૂકવાની હતી એ ન ફાવી એટલે થાકીને ઊંચે નજર કરી.

અમે એમનો જાદુનો ખેલ નીરખતા સામે જ બેઠા હતા. અમને કહે : 'તમને કાંઈ ચિત્ર આવડે છે? અહીં જરાક જ્વાળાઓ કરવી છે, પણ ફાવતી નથી.'

એમનું ચિત્રકામ એ કામનો એકડો ય ન જાણનારને અડપ ચડાવે એવું હતું, એટલે અમે યે હાથને હિંમત આપી ને લીટા મારી દીધા ને કાર્ટૂન થઈ ગયું તૈયાર: 'કોણ હોમે છે આ હોળીનું નાળિયેર!' જૂનાગઢના પ્રસંગનું એ કાર્ટૂન.

કાર્ટૂન તૈયાર થઈને બ્લોક વિભાગમાં સ્થિર સ્વરૂપ પામવા રવાના થયું એટલે અમને કહે: 'અહીં તો ભાઈ કોણી મારીને ફૂરકું ઊભું કરવાની વાત છે. અહીં તો તંત્રી યે આપણે ને ખબરપત્રીએ આપણે બનવું પડે. કવિ યે થવું પડે ને સમાલોચક પણ બનવુ પડે. તમને થશે કે આ પત્રકારત્વ તો કોણ જાણે કેવું યે હશે. પણ આપણું પત્રકારત્વ તો છે કોણી મારીને ફૂરકું કરવાની કળા.

એ કળા એમણે 'ફૂલછાબ'ના એકેએક ભાગમાં તો વાપરી બતાવેલી, પણ એની છેલ્લી ટોચ આ કાર્ટૂન હતાં.

પત્રકારત્વનો એમનો બીજો પાયો હતો નવીનતા. દર અઠવાડિયે 'ફૂલછાબ'માં કાંઈક નવીન મૂકવું જ જોઈએ. વિષય નવીન હોવો જોઈએ, એનું લેખન નવીન હોવું જોઈએ, એની ગોઠવણી નવીન હોવી જોઈએ, ગોઠવણીના ટાઈપ પણ નવીન હોવા જોઈએ. એકધારિતા તો એમને ગમતી જ નહિ. જો કોઈ જાતની લેખમાળા કે લેખનસામગ્રી એકધારાં બે-ત્રણ અઠવાડિયાં ચાલે તો એ મૂંઝાઈ પડતા. તરત એ કહેતા: 'આને બદલીએ તો, ભાઈ? કાંઈક નવીન આપીએ.' એકધારાં તો એમને પોતાનાં ખુરસી-ટેબલ પણ ગોઠવાયેલાં ન ગમતાં. થોડાંક અઠવાડિયાં થાય અને એ ફેરવી નાખે. ખુરસી આગળ મૂકે ને ટેબલ પાછળ મૂકે. ટેબલ ઉગમણું મૂકે ને ખુરસી આથમણી મૂકે. ગોઠવીને કહે 'હાં, હવે ઠીક છે. આ બરાબર-Comfortable છે.' પણ એ તો થોડાંક જ અઠવાડિયાં ઠીક રહે. ફરી પાછી એમાં નવીનતા આવી જ હોય. એવી નવીન ગોઠવણી કરતાં કરતાં તો એક વખત ઓફિસમાં સૌની સામે પીઠ અને ભીંત સામે મોં આવી ગયેલું! કોઈ આવીને જુએ તો લાગે કે ઓફિસના માણસોથી થાકયા છે કે શું!

પણ છાપામાં નવીનતા લાવવી કેટલી કઠણ છે એ તો જેમણે છાપામાં કામ કર્યું હોય એને જ ખબર પડે. ને એમાં યે આ તો મેઘાણીભાઈની નવીનતા. અમારા તંત્રીમંડળના ટાઢા કોઠાના એક ભાઈ થાકીને એક વખત હળવેથી બોલી ઊઠેલા: 'હેં ભાઈ! આ વખતે તો આપણા અંક પર જ લખી નાખીએ કે 'આ અંક નવીન છે!' તો?'

સાંભળીને મેઘાણીભાઈ ખડખડાટ હસી પડેલા. મશ્કરી જેમ એ કરી શકતા, તેમ ઝીલે યે બરાબર શકતા. એ પછી એમણે નવીનતાનું નામ મૂકી દીધું. અલબત્ત, બે-ત્રણ અઠવાડિયાં જ. બે-ત્રણ અઠવાડિયાંની એ પણ એક નવીનતા બની ગઈ!

આ નવીનતા શોધવાની એમની શક્તિ અજબ હતી. ચારે બાજુ એમની નજર ફરતી હોય ને નવીન ચીજને ચપ ચપ પકડતી જ હોય. કોઇને કલ્પના યે ન આવે એવા વિષયો પકડે ને એને લખવા માટે કહે. એમાં પોસ્ટમોર્ટમ માટે આવેલું 'શબ' પણ આવે ને ગામડાગામના ટપાલીનાંયે દુઃખ આવે. ગામડાનો માથાભારે માણસ પણ આવે અને પાવૈયાનો મઠ પણ આવે.

એમની સાથે વાત કરવા બેસીએ એટલે મૂઆ પડયા. કાંઇક વાત કરીએ એટલે એ બોલી ઊઠે : 'ઓહો, ભાઇ ! આ તો લખવા જેવું. આ તો ભાઈ! ઘણું સરસ. આ તો લખવા જેવું.'

પછી અમારી વચ્ચે ' આ તો ભાઇ ! લખવા જેવું—' એ ચલણી સિક્કો થઇ ગયેલો. કોઇ કાંઈ બોલે કે તરત એને સાંભળવા મળે કે 'આ તો ભાઇ ! લખવા જેવું !'

એક વખત અમે નાનપણની રખડપાટની વાતો કરતા હતા. એમાં ડુંગરની બે–ત્રણ ધારો ને ગાળાનાં નામ અમે બોલી ગયા. મેઘાણીભાઈ કહે: 'ઓહો, ભાઇ ! ગાળાનાં ને ધારનાં આવાં નામ હોય ? આ તો લખવા જેવું.'

એ લખાવ્યું ને સાથેસાથ એવાં ગામોગામનાં નામ મોકલવાની માગણી મૂકી. એ માગણીના જવાબમાં થોકડાબંધ નામ આવ્યાં ને એ નામનો યે એમણે ઇતિહાસ મંગાવવાની વાત કરી. એમાંથી શરૂ થયો 'ફૂલછાબ સંશોધન વિભાગ' ! દોઢ વરસ સુધી એ સંશોધન વિભાગ ચાલ્યો ને કાઠિયાવાડમાં ગામડેગામડાંના લોકોએ એમાં રસ લઈને લખી મોકલ્યું. જેને લખતાં ન આવડે એમણે બીજા પાસે લખાવીને યે એમાં મોકલ્યું.

ભાવનગર રાજ્યમાંથી આડોડિયાંને જેર કરી નાખવામાં આવેલાં.

ઘણાં વરસે ફરી પાછાં એ દેખાયાં. એમના વિષે મેઘાણીભાઇ વાત કરી રહ્યા હતાં. અમે મશ્કરીમાં કહ્યું: 'આ તો ભાઇ! લખવા જેવું.'

ગંભીર થઈને એ કહે: 'હા, હા, ભાઇ! એ લખવા જ જેવું છે.' કહીને આડોડિયાં સાથે ડફેર, વાદી, નટડાં, સાધુડાં, બજાણિયાં એવાં ચાર-પાંચ એમણે ઉમેરી દીધાં ને કહ્યું: 'ભાઈ! આપણાં ઉજળિયાત વચ્ચે ઉતાર ગણાતા આ લોકોનાં યે જીવન જાણવા જેવાં છે હો. આપણે એને પ્રજા પાસે મૂકવાં જોઈએ. આજે એમને નહિ જાણી લઇએ તો કાલે એ જાતો નાશ પામશે'

બીજે દિવસે એ કેપ્ટન જી. ટી. બારનો History of Kathiawar લેતા આવ્યા ને એ અંગ્રેજ અધિકારીએ આવી જાતો વિષે લખેલું તે અમને બતાવ્યું. એમણે પોતે આડોડિયાં વિષે લખી આપ્યું ને 'ફૂલછાબ' સંશોધન વિભાગ'માં 'કાઠિયાવાડની ભટકતી જાતો' એ વિભાગ ઉમેરાયો ને એ પણ છ-સાત માસ ચાલ્યો.

એ પછી 'ફૂલછાબ સંશોધન વિભાગ'માં ભજન, દૂહા, મરસિયા એવાં તો અનેક ફણગાં ફૂટયાં. એ એકેએકનો ઉદ્‌ગમ યાદ કરવા જઇએ તો પેલું જ વાકય નીકળે કે, 'આ તો ભાઇ! લખવા જેવું.'

*　　*　　*

મેઘાણીભાઇ આખો દિવસ રાણપુર રહે ને સાંજે બોટાદ જાય. એ વખતે અમે સ્ટેશન સુધી એમને વળાવવા જઇએ ને ચાલતાં અલકમલકની વાતો કરીએ. એ દિવસોમાં મુનશીનું 'જય સોમનાથ' બહાર પડેલું. એમાં એક ઠેકાણે મુનશીએ રણભૂમિનું વર્ણન કર્યું છે ને રણભૂમિનાં મડદાં પર ગીધડાંને કલશોર મચાવતાં ચીતર્યાં છે. એ કલશોર ગાઉ ગાઉ સુધી સંભળાતો એમણે આલેખ્યો છે. અમે મેઘાણીભાઇને કહ્યું: 'આવાં તે ડીંગ હોય? ગીધને ગળામાં Syrinx નામની ગ્રંથિ જ હોતી નથી અને એના ગળામાંથી પાસેથી

માંડ સાંભળી શકાય એવો ખ રૂ રૂ રૂ સિવાય અવાજ જ નીકળતો નથી. આપણા લેખકોને જાણે વાસ્તવિક્તા સાથે નિસબતજ નહિ.'

મેઘાણીભાઇ કહે : ' એમ ભાઇ? ગીધના ગળામાં એવી ગ્રંથિ જ ન હોય? તમને કયાંથી ખબર?'

પંખી અમારા શોખનો વિષય. અમે એમને પક્ષી જગતની અવનવી વાતો કરી. મેઘાણીભાઇ કહે : ' આ તો ભાઈ! લખવા જેવું.' બસ, અમારે કપાળે પક્ષી વિષે લખવાનું ચોટી પડયું.

અમે કહ્યું: ' ભાઇ! આ તો વિજ્ઞાનનો વિષય. એમાં લોકોને શો રસ પડશે? આપણું તો વળી રાજકારણનું છાપું.'

મેઘાણીભાઇ કહે : ' ના, ના, ભાઇ, આપણું છાપું રાજકારણનું છે એટલે શું થઇ ગયું? રાજકારણ તો આપણા જીવનનો એક વિભાગ જ છે. આવા રસ જ માણસના જીવનને રસિક રાખી શકે. એના વિષે જરૂર લખો. અલબત્ત, આપણે લોકોને રસ પડે એ રીતે લખવું.'

એમાંથી શરૂ થઇ ' આપણે આંગણે ઊડનારાં 'ની લેખમાળા.

એ જ રીતે એક લેખકે લખેલું કે ' શુક્રતારા લખલખી રહી હતી.' અને બીજા લેખકે લખેલું કે ' શુદ સાતમનો ચંદ્રમા વહેલી પરોઢે અજવાળાં પાથરી રહ્યો હતો.' અમે કહ્યું કે ' ભાઇ! આ વળી બીજાં ડીંગ. શુક્ર તારો નથી, ગ્રહ છે; ને શુદ સાતમના ચંદ્રમાને વહેલી પરોઢ સુધી કોણે આકાશમાં બાંધી રાખ્યો હશે?'

આકાશની વાતો પણ બાલસહજ કુતૂહલથી એમણે સાંભળી ને કહ્યું કે 'આ પણ ભાઇ! લખવા જેવું, આજ સુધી બોલતા કેમ નથી. લખો, લખો.' અમે કહ્યું, 'પંખીનું તો ચાલ્યું. પણ આ તો કોરી વિજ્ઞાનની જ વાત. એમાં લોકોને શું સમજ પડશે? વળી આપણો વાચકસમુદાય તો ગામડાંનો.'

મેઘાણીભાઇ કહે, 'ના,ના ભાઇ! ગામડાંનાં લોકોને તો આપણા કરતાં આકાશની વધારે ખબર હોય છે.' આમ કહીને એમણે 'હરણુને શીંગડેથી આંસુ દડયું'ની વાત કહીને લોકોને રસ પડે તેમ કેમ લખવું એ સમજાવ્યું. એમાંથી લેખમાળા શરૂ થઇ 'ગગનને ગોખે'. એ વાંચીને તો ગામડાંમાં આકાશ નીરખવાનાં મંડળો રચાયેલાં.

* * *

મેઘાણીભાઇ તંત્રી કામને Team-Work કહેતા. એ કહેતા: 'એકલો તંત્રી શું કરે? આ તો આપણું સૌનું કામ. કોઇ તંત્રીએ એમ અભિમાન ન રાખવું જોઇએ કે હું જ છાપું ચલાવું છું. એમ ચલાવવા જાય તો એનું એકલાનું જ અભિમાન એમાં ઊતરે.'

આ ભાવના એમના નિરભિમાનપણામાંથી આવેલી. આટલા જબ્બર લેખક એ હોવા છતાં તેઓ અગ્રલેખ લખે એટલે અમને સૌને વાંચવા આપે. એના પર થોડાંક ટીકા-ટીપણ થાય ને કાંઇક સુધારાવધારા સૂચવીએ તો તરત જ એ પ્રમાણે સુધારી નાખે. ઊલટાના કહે: 'માળું! આ તો ધ્યાન બહાર જ રહી ગયું. ઠીક યાદ આપ્યું. નહિ તો આખી વાત મારી જાત.'

ઉપર જતાં કહે: 'અગ્રલેખ કાંઇ મારો એકલાનો થોડો છે? આપણા સૌનો એ કહેવાય. એમાં તો સૌ સુધારાવધારા કરાવી શકે.'

૧૯૪૧માં ગાંધીજીનો વ્યકિતગત સત્યાગ્રહ આવ્યો. મેઘાણીભાઇને એમાં શ્રદ્ધા ન બેઠી. એના વિષે બુધવારે અગ્રલેખ લખવા બેઠા, પણ કેમે યે સૂઝે નહિ. બપોરથી કલમ ઝાલીને બેઠા તે સાંજ પડી ગઈ. સાંજે તો એ અગ્રલેખ કંપોઝ થઈ જવો જોઈએ. છેલ્લી ઘડીએ કલમ ચાલી ને કંપોઝ કરવા અંદર આપી દીધો. અમને સૌને વાંચવા આપે એટલો વખત બાકી હતો નહિ. લખીને બોટાદ ચાલ્યા ગયા.

એ દિવસોમાં બુધવારની રાતે ત્રણ વાગ્યા સુધી કામ ચાલતું. તંત્રીલેખનો ફરમો સવારે તો મશીને ચડી જવો જોઇએ.

રાતે અમારા હાથમાં અગ્રલેખ આવ્યો ને જોયો. એમાં ગાંધીજી પર ઠીક ઠીક રોષ હતો. એક રીતે એની સામી બાજુ રજૂ થાય એમાં વાંધો ન હતો, પણ છેલ્લા બે ફકરામાં એ ઘણા આડા ઊતરી ગયેલા. થોડોક વિવેક ચૂકી ગયેલા. અમે સૌએ સાથે બેસીને વાંચ્યો ને એમ ને એમ જાય તે ઠીક નહિ એમ નક્કી થયું. મેઘાણીભાઇ આવે ત્યાંસુધી મશીનને રોકી શકાય તેમ ન હતું. અમે એ અગ્રલેખ સુધારી નાખ્યો. સવારમાં ફરમો છપાવા પણ લાગ્યો.

સવારમાં મેઘાણીભાઇ દોડાદોડ આવ્યા. અમે કંપોઝવિભાગમાં હતા ત્યાં એમણે મશીનવિભાગમાંથી એકદમ એ ફરમો મંગાવ્યો. માંડયા જોવા. સીધી નજર છેલ્લા ફકરા પર માંડી. એ વાંચતા હતા ત્યાં અમે આવી ચડયા. એ વાંચી રહે અને અમે કાંઇ કહેવા જઇએ ત્યાં એ જ બોલી ઊઠયા: 'બહુ સારું કર્યું, ભાઇ ! આ ઠીક સુધારી નાખ્યું. હું એટલા માટે જ ઉતાવળો આવેલો. કાલ લખી તો નાખ્યું, પણ આખી રાત વિમાસણ થયેલી. મનમાં થાય કે કયારે સવાર પડે કે જઇને સુધારી નાખું. છપાઇ જશે તો શું થશે, એ વિમાસણમાં ઊંઘ પણ બગડી.'

અમે વિવેક કર્યો: 'આપને બતાવવાનો સમય ન હતો એટલે અમારી મેળે જ સુધારવાની છૂટ લઇ લીધી.'

મેઘાણીભાઇ કહે: 'એમાં છૂટ વળી શેની ? હું તો હર વખત કહેતો જ હોઉં છું કે અગ્રલેખ આપણો સૌનો કહેવાય. મારી ગેરહાજરીમાં પણ તમે સૌ એને તમારા પોતાના લખાણની જેમ જ સુધારી શકો. એટલો અધિકાર તમને ન હોય તો તો મારું કહેવું નિરર્થક જ ગણાય ને ? '

* * *

એ જ રીતે એમના કેટલાક મિત્રો માનતા કે પત્રકારત્વના રાજકારણમાં એ નકામા ફસાઇ પડયા છે. આ વાત એમના મન પર ઠસાવવા પણ ઠીક ઠીક પ્રયત્નો થયેલા. પણ મેઘાણીભાઇએ પત્રકાર જીવનને એવી ફસામણ માની ન હતી.

૧૯૩૯-૪૦-૪૧ માં 'ફૂલછાબ' સામે દેશી રજવાડાં એક પછી એક પ્રતિબંધ મૂકયે જતાં હતાં.

એ દિવસોમાં મેઘાણીભાઈ રાજકોટ ગયા. ત્યાં એમને એક મિત્ર મારફત થોડાંક રજવાડાંએ અંગત રીતે મળવા બોલાવ્યા. મેઘાણીભાઇએ કહેવરાવી દીધું: 'પત્રકાર મેઘાણી ને અંગત મેઘાણી જુદા જુદા નથી. મેઘાણીના પત્રને જો તમે હદપારી ફરમાવો તો મેઘાણીને મળવાની ઇચ્છા નહિ રાખવી જોઇએ. જે રજવાડાંએ મારા પત્રને હદપારી ફરમાવી હોય એને મારાથી ન મળી શકાય.'

આની જેમ જ કેટલાં યે રજવાડાં એમને પોતાને ત્યાં તેડાવવા પત્રો લખતાં, કહેવરાવતાં, માણસો મોકલતાં. રાજકોટના પ્રસંગ પછી એમણે જાહેર રીતે આ સંબંધે 'ફૂલછાબ'માં લખેલું:

'કેટલાક સજ્જન રાજવીઓ આ તંત્રીને સાહિત્યકાર તરીકે તો પત્રથી, મિત્રો દ્વારા અને રૂબરૂમાં પણ પોતાના આંગણે મહેમાન બનવા નોતરે છે, છતાં મારા જ તંત્રીપદે ચાલતા 'ફૂલછાબ'ને તેમના દ્વારે પ્રવેશબંધી હોય છે, એટલે હું એવાં નિમંત્રણોનો લાભ કેમ જ લઇ શકું ? હું અને 'ફૂલછાબ' એ બેઉની વચ્ચે બનાવટી ભેદરેખા મારાથી કેમ જ દોરાય ? એવી ભેદરેખા બનાવટી છે તો છે, સાથે અપ્રમાણિક પણ છે. શરીરના ટુકડા થઈ શકતા નથી, મનના પ્રાણના તો કેમ જ થઈ શકે ? સાહિત્યના પ્રદેશમાંથી પુષ્પોની માળા મળે તે પહેરી લઉં ને પત્રકારત્વના ક્ષેત્રમાંથી ફિટકાર મળે તેને ન ચૂમી લઉં

તો તે અધમતા છે. મિત્રો સ્નેહીઓ કે રાજાઓ, જેઓ 'ફૂલછાબ'ને તિરસ્કારી મારી જાતને જુદી રાખતા હોય તેમને મારો આ જવાબ છે. 'ફૂલછાબ'ની નીતિ, દૃષ્ટિ, શૈલી, વિચારણા એ સમગ્રને માટે હું જેમ કાયદેસર જવાબદાર છું, તેમ નૈતિક જવાબદાર તો વિશેષ છું. હું 'ફૂલછાબ' સાથે જ ચડું છું ને પડું છું. 'ફૂલછાબ' જે દ્વારે Dishonoured : અપમાનિત હોય તે દ્વારે હું પણ Dishonoured અપમાનિત જ છું. તે દ્વારને ઊંબરે મારાથી ચડાય નહિ. હું કે 'ફૂલછાબ' તો બેશક સ્વલ્પ છીએ, પણ મારે અને 'ફૂલછાબ'ને માથે એક ઓઢણું છે, સમસ્ત પત્રકારત્વની ઇજ્જતનું. સૌએ પોતપોતાના ઓઢણા સામે જોવું રહે છે, વ્યક્તિત્વ ભલે તુચ્છ હો.'

* * *

એક બાજુ આટલું પત્રકારી સ્વમાન, બીજી બાજુ પત્રની બાબતમાં પણ એ એટલા જ નિરાભિમાન હતા. ૧૯૩૯માં જૂનાગઢમાં ધમાલ બોલતી હતી. કેટલાક નેતાઓને રાજ્યે પકડી લીધા હતા, કેટલાકને રાજ્યની બહાર જઈને બેસવું પડયું હતું. પ્રજા રંગે ચડી હતી. એણે માર્ગદર્શન મેળવવું કયાંથી? એ સ્થાન સહેજે 'ફૂલછાબ'ને મળી ગયું.

એ દિવસોમાં અમારા એક પ્રતિનિધિ જૂનાગઢ ગયેલા. 'ફૂલછાબ' જૂનાગઢ પહોંચે ત્યારે એ વાંચવા માટે સ્ટેશને કેવી ઝૂંટાઝૂંટ મચે છે તેનું કશી ફૂલ્ય માર્યા વગરનું, થોડાક સમાચારથી બયાન દોરીને જૂનાગઢની પરિસ્થિતિનો એમણે પત્ર લખ્યો. એ દિવસોમાં મેઘાણીભાઈ માંદા રહેતા, એટલે મદદ કરવા સુશીલભાઇ બુધવારે આવી જતા. એમણે આ પત્ર વાંચ્યો ને છપાવા અંદર જવા દીધો. સુશીલભાઇ પણ મેઘાણીભાઇ જેવા જ નિરાડંબરી. એમનેયે એમાં વાંધા જેવું ન લાગ્યું.

બીજે દિવસે મેઘાણીભાઇ આવ્યા ને આગલે દિવસે છપાઇ ગયેલા ફર્મા પર નજર નાખવા બેઠા. એમની નજરે આ લખાણ ચડયું. વાંચીને કહે. 'અરર ? આ છપાઈ ગયું. ભૂંડી થાય ને ? આ કાંઇ જવા દેવાય ? આપણાં વખાણ આપણે હાથે છાપીને જવા દેવાય ? બંધ કરાવો આ ફર્મો છપાવવો. આટલું સુધારીને આગળ જવા દો. જેટલી નકલ છપાઇ હોય તે રદ કરો.'

પણ એ ફર્મો તો આખો છપાઇને ઊતરી ગયો હતો. મેઘાણીભાઈ કહે: 'આખો ફર્મો બીજો છાપો. ગમે તે લખાણ મૂકો. આ તો ન જ ચાલે.' ગુરુવારનો દિવસ. લખાણ તો બીજું મુકાય, પણ પહોંચાય કેમ ? ત્રીજા મશીને કોઇ ચોપડી છપાતી હતી એ ઉતરાવીને ત્યાં નવો ફર્મો ઊભાઊભ શરૂ કરાવ્યો. પેલા છપાઇ ગયેલા હજારો ફર્માની હોળી કરાવી દીધી. એની રાખ પૂરી જોઈ લીધી ત્યારે એમને નિરંત વળી હશે.

* * *

પોતે અમારાથી ઉંમરમાં, અનુભવમાં, સ્થાનમાં–આટલા મોટા હતા છતાં પ્રસંગ આવ્યે ભૂલનો સ્વીકાર કરતાં એ અચકાતા નહિ.

૧૯૪૧ વ્યકિતગત સત્યાગ્રહ ચાલતો હતો. કાઠિયાવાડમાંથી ખડા સત્યાગ્રહીઓએ નામ નોંધાવ્યાં હતાં અને જરૂર પ્રમાણે તેમાંથી પકડાયે જતા હતા. 'ફૂલછાબ' કાઠિયાવાડનું હોઇ કાઠિયાવાડના સત્યાગ્રહીઓના ફોટા આપવાનું ઠરાવ્યું હતું. બે–ત્રણ ફોટાને શણગારીને મૂકવાનો અમે પ્રયાસ કરતા.

એક સાંજે અમે એક બહેનના ફોટાને શણગારતા હતા ત્યાં એ અંદર આવી ચડયા. ફોટા સામે જોઇ રહ્યા. થોડોક કંટાળો દર્શાવીને બોલ્યા : 'આવિયું તો ઘણીયું ય હાલી મળે છે, એના તે ફોટા હોય ? આવાંને નકામાં કાં ચડાવો ?' આમ કહીને ચાલ્યા ગયા.

અમે તો સાંભળી રહ્યા. અમને થયું કે ભારે થઇ. થોડી વાર પછી

અમે બહાર ગયા. કહ્યું : ' આ તો આપણે નક્કી કર્યું છે, એ પ્રમાણે જ મૂકીએ છીએ. આપણે એમ નક્કી કરીએ કે ફોટા મૂકવાની જરૂર નથી, તો ન મૂકીએ. પણ તમે બોલ્યા એ તો બરાબર નથી.'

હજી એમનો વિચાર એ જ હતો એટલે એ બોલ્યા : 'ત્યારે શું ભાઇ ! આ છ-બાર મહિના જેલમાં જઇ બેસશે ને દેશમાં નેતા થઈને ફરશે. બીજું છે યે શું ?'

અમે કહ્યું: 'નેતા થઇને ફરી શકે જ ઓછા. બધા નેતાને કાંઈ માન ન મળે. અને માન મળીને એમને પ્રજા આપી યે શું દે છે ? પણ આપણે આ બહેનની જ વાત લઈએ તો— એ તો કાંઈ નેતા નથી જ બનવાનાં, એ આપ જાણો છો. એમના મહાન ત્યાગની વાત જવા દઈએ ને. અત્યારની જ વાત કરીએ તો— એ જુવાન છે. હજી હમણાં જ એ પરણ્યાં છે. લહેર કરવાના એમના દિવસો છે. એ ન જાય તો કોઇ કાંઈ કહે તેમ નથી. એને બદલે દેશની હાકલ પડતાં એ જેલમાં જાય છે. ત્યાં ત્રણ—છ-બાર માસ, કેટલી સજા મળશે એ કોને ખબર છે. નહિ ઘર બાંધી શકે. નહિ કશો આનંદ ભોગવી શકે ને એ જેલમાં રહેશે. કદાચ એના પતિ પણ પકડાશે...' આમ એ બહેનની સીધીસાદી હકીકત અમે કહે જતા હતા, ત્યાં તો એમની આંખમાંથી ટપ...ટપ...આંસુ સરી પડયાં.

ગળગળા થઇને કહેઃ ' એ વિયોગનું દુઃખ કેવું હોય છે એ મેં અનુભવ્યું છે. એ બહેનની હું માફી માગું છું. એમનો ફોટો...'

પૂરું એ ન બોલી શકયા. બહાર બગીચામાં ચાલ્યા ગયા. એ પછી કદી કોઇ સત્યાગ્રહીનો ફોટો મૂકતી વખતે કે એવા કોઇ પ્રસગ વખતે એ કશું મર્યાદા છાંડીને બોલ્યા ન હતા.

* * *

એવો જ એક પ્રસંગ ઓફિસના છોકરા વિષે બનેલો. એમની

એકાદ-બે ચીજો આડીઅવળી થયેલી. એમાં એક દિવસ એમનો દાંતિયો ખોવાયો. દાંતિયો જૂનોપાનો હતો, પણ મેઘાણીભાઇને શંકા ગઈ કે આ છોકરા જ બધું ગુમ કરે છે. એમનો મિજાજ ફાટયો. કદી યે ન ખિજાનાર જ્યારે ખિજાય ત્યારે કેવા ખિજાય એ સમજી લેવું. ઓફિસના બધા ઓરડા ગાજી ઊઠયા. જોગાનજોગ એ વખતે ઓફિસમાં બીજું કોઇ નહિ. મેઘાણીભાઈ ને એ છોકરો બે જ.

છોકરો હતો સ્વમાની. એ સીધો ગામમાં ગયો. બજારમાંથી એક દાંતિયો ખરીદી લાવ્યો. પણ આટલી ધમધમાટી પછી મેઘાણીભાઈ પાસે જવાની એની હિંમત કયાંથી ચાલે? એ અમારી પાસે પાસે આવ્યો ને બધી વાત કરી. અમે આશ્વાસન આપ્યું ને દાંતિયો લઈ લીધો.

સાંજે મેઘાણીભાઈ બોટાદ જવા નીકળ્યા ત્યારે એમની સામે દાંતિયો ધર્યો. આ દરમ્યાન એમનો ક્રોધ તો શાંત થઈ ગયેલો; વધારામાં ઓફિસનો એક છોકરો પોતાનું સ્વમાન સાચવવા દાંતિયો લાવીને સામે ધરે એ વાતથી એ અચંબામાં પડી ગયા. બીજી જ ક્ષણે તે છોકરાની સ્થિતિનો ખ્યાલ આવ્યો. અમને કહે: 'એની સ્થિતિ કેવીક, ભાઈ?'

અમે કહ્યું: 'કેવીક હોય? અહીં ૯ રૂપિયા કમાય છે. વિધવા મા છે. ચાર ભાઇબેન છે. ઘરનો ભાર બધો આ છોકરા પર છે. મા ઘેર ઢોરાં રાખે છે. અહીંથી છૂટીને છોકરો દૂધ વેચવા જાય છે. એમાંથી ઘરનું પૂરું કરે છે. નાનાં ભાઇબેનોને મોટાં કરે છે...'

અમારી વાત ચાલતી હતી ત્યાં તો ટપ...ટપ... એમની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. માંડ માંડ અવાજ ખેંચીને કહે: 'અરરર! ભાઈ! મેં મહાપાપ કર્યું. આવા ગભરુ છોકરાનો મેં પ્રાણ લીધો. હવે શું કરું? મારે એની માફી માગવી જ જોઇએ. ચાલો એને ઘેર.'

અમે કહ્યું: 'માફી માગવાની જરૂર નથી. ઊલટો એ મૂંઝાઈ જશે. માત્ર કાલથી એની સાથે મીઠપથી વર્તશો એટલે ચાલશે.'

'પણ એ આટલો ગરીબ છે' એણે દાંતિયો લેવા પૈસા ક્યાંથી કાઢ્યા હશે? ચાલો એને દાંતિયાના પૈસા આપી આવીએ. બીજા યે ત્રણ-ચાર રૂપિયા એને આપતા આવીએ. મેં એ ગરીબની આંતરડી કકળાવી.' મેઘાણીભાઈ બોલ્યા.

અમે કહ્યું: 'ભાઇ! છોકરો સ્વમાની છે. આમ પૈસા નહિ લે. આપણે એ રીતે આપીને એને હીણવો પણ નહિ જોઇએ. કોઇક પ્રસંગ આવે ત્યારે પ્રસંગને મિષે એને આપી દેશું.'

'પણ એને મારા દુઃખની વાત તો કરજો જ અને કહેજો કે એના મનમાં કાંઈ ન રાખે, નહિ તો કાલે ઓફિસમાં મારા પગ નહિ ઊપડે.' મેઘાણીભાઇ બોલ્યા.

થોડા દિવસ પછી તાજિયાના દિવસો આવ્યા. એ પ્રસંગે ઓફિસના બન્ને છોકરાઓને બોલાવીને એમણે ત્રણ-ત્રણ રૂપિયા આપ્યા. પેલા છોકરાને એકને જ આપે તો વળી એમાં એનું સ્વમાન ઘવાય એટલો વિશેષ ખ્યાલ રાખેલો. એ પછી ઓફિસના છોકરા પર કદી ખિજાયા ન હતા. મૂંઝાય ત્યારે અમારી મારફત કામ લઇ લેતા.

* * *

તંત્રીવિભાગના બધા ભાઈઓ સાથે એ ભાઇ જેવો જ વર્તાવ રાખતા, સમકક્ષાના હોય એટલી જ માનમર્યાદા જાળવતા. પણ એક વખત કાંઇક કામની ધમાલમાં ને બીજા કોઇ વિચારબોજમાં અમને ઊંચે વેણે બોલી ગયા. અમારી આંખમાં માઠું વરતાઈ આવ્યું. અમે પ્રસંગ જાળવી લેવા કામને મિષે પ્રેસમાં ચાલ્યા ગયા.

એ પછી એમને યે પોતાના અકારણ રોષનો ખ્યાલ આવી ગયો. અમે તો બીજા કામમાં એ વાત ભૂલી ગયા, પણ એમના મનમાં મૂંઝવણ ભરાણી. આખો દિવસ કશું કામ ન હોવા છતાં કામને મિષે આંટાફેરા માર્યા કરે અને હળવેથી વાત કરવા પ્રયત્ન કરે. જોગાન-

જોગ એ હતો બુધવારનો દિવસ. બુધવાર એટલે ભરચક કામ. એ કામ વચ્ચેથી એમની સાથે હસીબોલીને વાત કરવાનો અમને યે વખત હોય નહિ. મૂંઝાતા મૂંઝાતા એ બોટાદ ગયા.

બીજે દિવસે સવારમાં આવ્યા. ટપાલ જોઈને તરત અમારી પાસે આવ્યા. થોડીક આડીઅવળી વાત કરીને કહે: 'ભાઈ! કાલે તો જાણે કેમ, મને સ્વપ્નું આવ્યું કે આપણે બહુ બાઝી પડયા. કે ણુ જાણે કેમ, પણ એ સ્વપ્નામાં ઉમાશંકર જોષી આવ્યા અને એમણે આપણા વચ્ચે સમજૂતી કરાવી.'

અમે એમની બાલસહજ મૂંઝવણ પર હસી પડયા. અમે કહ્યું: 'અરે ભાઇ! હજી યે તમારા મનમાં એ વાત બેઠી છે? એવું તે મનમાં રાખવાનું હોય? સાથે હોઇએ તો એવું બની યે જાય.'

'પણ ભાઇ! હું કાલ જરા મર્યાદા ચૂકી ગયો...' આમ કહેતાં એમનું જે મોઢું થયું એ કોઈને પણ દુઃખ લગાડે તેવું હતું. અમે વાતને રોળીટોળી નાખી. બીજી વાતે ચડાવી દીધા. ખૂબ ખૂબ વાતો કરી. એ હળવા થઇ ગયા.

* * *

મેઘાણીભાઈ બીજાં લખાણ પર નજર ફેરવી જતા, પણ સાહિત્યનું પાનું અમારા પર એમણે છોડી દીધેલું. છપાઈ જાય પછી જોઇ જાય.

એક વખત 'સુંદરમ્'નું 'ખોલકી અને નાગરિકા' અવલોકન માટે આવેલું. એ સંગ્રહની એક બે વારતાની રજુઆત અમને ગમેલી નહિ. જેવી એની અમારા પર અસર પડી એવું અવલોકનમાં લખ્યું. જોગાનજોગ એ ફર્માનું મશીનપ્રૂફ મેઘાણીભાઇના હાથમાં આવ્યું ને એમની નજર અવલોકન પર પડી. સુંદરમ્નું પુસ્તક એટલે એ અવલોકન વાંચવા રોકાયા ને પેલી ટીકા નજરે ચડી. અમને બોલાવીને કહે: 'ભાઇ! આ ટીકા અપ્રસ્તુત નહિ લાગે?'

અમે વાત સમજાવી જોઇ, પણ એમને ગળે ન ઊતરી. ફર્મો મશીન પર રાહ જોતો હતો, એટલે અમે ચર્ચા મૂકી એટલું સુધારી લીધું.

બીજે દિવસે સવારમાં આવતાં વેંત અમારી પાસે આવ્યા કહેઃ 'ભાઈ! મારે તમારી માફી માગવાની રહે છે.'

અમે કહ્યું : 'શાની વળી ?'

કહેઃ 'કાલે મેં પેલું લખાણ ફેરવાવ્યું એની. કાલે હું 'ખોલકી અને નાગરિકા' ઘેર લઈ ગયેલો. વાંચી ગયો. તમારી અસર હતી એ બરાબર જ હતી. મેં ફેરવાવ્યું એનું મને બહુ દુઃખ થાય છે.'

અમે કહ્યું : 'એ ફર્મો તો છપાઈ ગયો; હવે શું થઇ શકે ?'

મેઘાણીભાઇ કહે : 'એનું દુઃખ તો ઠીક, પણ મને બીજું દુઃખ થાય છે...' કહેતા અચકાયા.

અમે કહ્યું : 'બીજું વળી શાનું દુઃખ ?'

કહે : 'હું વખતોવખત કહું છું કે સાહિત્યનું પાનું તો તમારું. એમાં તમને તમારા વિચારો લખવાની છૂટ. પણ કાલે મેં એ છૂટની મર્યાદા લોપી. તો તો પછી તમે તમારા સ્વતંત્ર વિચારો કેમ રજૂ કરી શકો ? મેં મહાભૂલ કરી.'

એ પછી સાહિત્યના પાનામાં ઘણા યે તકરારી મુદ્દા આવતા. એ મુદ્દા વિષે મેઘાણીભાઈ પોતાના વિચાર રજૂ કરતા. પણ આખરી મંતવ્ય તો અમારું જ છપાવા દેતા.

* * *

'ફૂલછાબ'નાં લખાણો અમે સૌ એકમેકને બતાવીએ ને સુધારા-વધારા કરીએ, એ તો સ્વાભાવિક વાત થઈ ગયેલી. એ પછી ધીમે ધીમે મેઘાણીભાઇ એમનાં પુસ્તકોનું લખાણ પણ અમને વંચાવવા લાગ્યા ને અમારો અભિપ્રાય માગવા લાગ્યા. એ આવડા મોટા લેખક,

એમને અમારે કહેવાનું શું હોય ? થોડોક સંકોચ પણ રહે, છતાં કોઇ નાની વાત પ્રત્યે લક્ષ્ય દોરીએ તો એ સુધારો કરી નાખે.

આ દરમ્યાન એમણે ‘ ફૂલછાબ ’ના ભેટપુસ્તક તરીકે ‘ગુજરાતનો જય’ પહેલો ભાગ : લખ્યું. ૧૧ પ્રકરણ લખીને અમને વાંચવા આપ્યાં.

એ દિવસોમાં એમને Writer's Cramp શરૂ થયેલો. આંગળાં ચાલે નહિ. બીજી રીતે પણ થાકેલા. એમાં મુનિ જિનવિજયજીએ એમને પ્રબંધો આપ્યા. પ્રબંધના પ્રસંગોની અસર મેઘાણીભાઇ પર ખૂબ થયેલી. એવી ધાટી અસર નીચે એ અગિયાર પ્રકરણુમાં અગિયાર પ્રસંગો મૂકી દીધા. સ્વતંત્ર પ્રસંગો તરીકે ઘણા સરસ, પણ નવલકથાનો પ્રવાહ કે સાતત્ય એમાં ન મળે. આખી લખાવટ જ ફેરવવી પડે એવી. પૂરાં ૧૫૦ પાનાં. અમે મૂંઝાયા. કરવું શું ? એમનો થાક ને હાથના રોગે અમને દ્વિધામાં મૂકયા.

મેઘાણીભાઇએ અભિપ્રાય પૂછયો. અમે અમારો અભિપ્રાય આપ્યો. મેઘાણીભાઇ પણ વિચારમા પડી ગયા. ફરીથી એ વાંચી ગયા. એમને વાત સાચી લાગી. અગિયારે પ્રકરણ ફરીથી લખીને લાવ્યા.

ફરીથી અમે વાંચી ગયા. ઠીક ઠીક સુધારો થયો. નવલકથાની દૃષ્ટિએ તો એ હજી નબળું જ હતું. એમની શારીરિક સ્થિતિ જોઇને અમે પછી એ વિષે ન બોલ્યા, પણ એમને ઠીક મનાવવા કહ્યું: ‘ આપને ઠીક તકલીફમાં મૂકયા.’

મેઘાણીભાઈ કહેઃ ‘ના, ના, ભાઈ ! તમે ધ્યાન ન દોર્યું હોત તો મારા નામ માથે છીણી જ દેવાઇ જાત ને ? લોકો કહેત કે આનું નામ થઈ ગયું એટલે હવે ધાકડેધાકડ ઝીકવા લાગ્યો ને પૈસા પેદા કરવા લાગ્યો. તમે તો મને બચાવી લીધો.’

એ પછી અમને બોટાદ લઇ ગયા. લખતા ગયા, સુધારતા ગયા ને એમ પુસ્તક પૂરું કર્યું.

*   *   *

મેઘાણીભાઇએ વચમાં ખાદી છોડી દીધેલી. થોડીક એમને ખાદીમાંથી અશ્રદ્ધા આવી ગયેલી ને ખાસ તો એમને ખાદી કાર્યકારોના પૂર્વગ્રહોએ ઠીક ઠીક અસર પહોંચાડેલી. એ દિવસોમાં અમે એક વખત ભાવનગર ગયેલા. ભાવનગરના થોડાક વિદ્યાર્થીઓએ મેઘાણીભાઇને મિલનાં કપડાંમાં જોયેલા. એમણે અમારી પાસે એ વાતનું દુ ખ વ્યક્ત કરેલું.

ભાવનગરથી પાછા ફર્યા ત્યારે અમે મેઘાણીભાઇને આ વાત કરી. મેઘાણીભાઇ કહે : 'ઓહો ભાઈ! વિદ્યાર્થીઓ મારાં કપડાં સુદ્ધાંનો ખ્યાલ રાખે છે? હું ખાદી પહેરું એવી તેઓ આશા રાખે છે?'

અમે કહ્યું: 'રાખે જ ને? આપના આજના વિચારો ગમે તે હોય, પણ જનસમાજ તો તમને રાષ્ટ્રીય શાયર તરીકે જ જાણે છે ને રાષ્ટ્રીય શાયરને અનુરૂપ વર્તનની આપની પાસે આશા રાખે છે. એમાં કાંઇ ઓછું જુએ તો એમને દુ:ખ થાય જ.'

મેઘાણીભાઇ કહે: 'બરાબર છે, ભાઇ! પ્રજા સમક્ષ આપણે એક દિવસ ઊભા થઇએ ને પછી ગમે ત્યારે ચાલી નીકળીએ એ કેમ ચાલે? પ્રજા અપેક્ષા રાખે એમાં એમની ભૂલ નથી, આપણી છે. આપણે જ શા માટે એમની સામે મોટા થવા ગયા? માનું કે ન માનું, મારે ખાદી પહેરવી જ જોઇએ.'

એ પછી એમણે ફરીથી ખાદી પહેરવી શરૂ કરી દીધી. ખાદી વિષે વાંચવા પણ લાગ્યા ને વળી પાછી શ્રદ્ધા જામવા લાગી. 'ફૂલછાબ'માં પણ 'ખાદીવિભાગ'ને જોર આપવા કહ્યું. ઘણાં વરસ

સુધી એમની એ શ્રદ્ધા ટકેલી. છેલ્લે છેલ્લે એ ડગમગવા લાગી હતી પણ જાહેરમાં કદી ખાદીનાં કપડાં વગર હાજર રહ્યા ન હતા.

*   *   *

એક રજાને દિવસે એમણે અમને બોટાદ આવવા ઇજન આપ્યું. એમની તકલીફો જાણી અમે ના પાડી, પણ ખૂબ ખૂબ આગ્રહ કર્યો. અમે આવવા હા પાડી. બીજે દિવસે અમે નીકળ્યા ને ભોગજોગે ગાડી ઘણી મોડી થઇ. મેઘાણીભાઇએ અમારી ઘણી રાહ જોઇ, પણ અમે ન આવ્યા એટલે ઘરમાં સૌએ ખાઈ લીધું. મોડા મોડા અમે જઇ પહોંચ્યા. અમને જોઇને એ નવાઇ પામ્યા. કહે: 'અત્યાર સુધી હતા ક્યાં?' અમે કહ્યું 'ગાડી જ હમણાં આવી.'

અમે આવ્યા તેથી ખૂબ રાજી થયા. લહેરથી વાતો કરવા લાગ્યા. વાતો કરતાં કરતાં 'હમણાં આવું, હો?' કહેતા નીચે ગયા. અમે બાળકો સાથે આનંદગેલ કરતા બેઠા. ઠીક ઠીક વખત થયો, પણ મેઘાણીભાઇ પાછા ન આવ્યા, એટલે અમે નીચે ઊતર્યા. જોઇએ તો ઓસરીમાં ન મળે, ઓરડામાં મળે, પાછલી ઓસરીમાંયે ન મળે. ગયા કયાં? આગળ જઇએ તો રસોડામાં ધુમાડો ધુંધવાય ને ધુમાડાના ગોટા વચ્ચે મેઘાણીભાઇ કથરોટમાં લોટ મસળતા ઓબાળ ફૂંકે.

અમે કહ્યું: 'અરે ભાઇ! આ શું?'

મેઘાણીભાઇ કહે: 'આ જરા રોટલી કરતો હતો. તમે આવ્યા નહિ એટલે કાઢી નાખેલું. ચિત્રાદેવીને તો ભારે આંખો આવી છે ને સૂતાં છે. દાળ તો છે, એમાં છાશ નાખીને ઊકળવા મૂકી દીધી છે. હમણાં રોટલી કરી નાખું. તમે જરા ઉપર બેસો. થાય કે હાક મારું છું.'

અમે કહ્યું: 'હવે ઉપર જઇને શું બેસીએ. લાવો લાવો કથરોટ. સૌ સાથે જ બેસીએ.'

અમને કહેઃ 'પણ તમને નહિ ફાવે. તમે અમસ્થા બેસો.'

અમે કહ્યું 'અમે તો સૈનિક કહેવાઇએ. આજના સૈનિકને તો ચોસઠ કળામાં પ્રવીણ થવું પડે છે.'

રસોઇ થવા લાગી. ઘડીકમાં રસોઇ થઇ ગઇ. મેઘાણીભાઇ પણ બીજી વાર ખાવા બેઠા ને અસલ કાઠિયાવાડી ઢબે એકબીજાને આગ્રહ કરતા એક કલાકે રસોઇમાંથી ઉભા થયા. આખું રસોડું મેઘાણીભાઇએ માંડયુંછાડયું ને ઉપર ગયા.

* * *

ઉપર જઇને નિરાંતે બેઠા પછી મેઘાણીભાઈ કહેઃ 'તમને વાંધો ન હોય તો એક છૂટ લઉં.'

અમે કહ્યુંઃ 'શેની છૂટ વળી?'

મેઘાણીભાઇ કહેઃ 'જમ્યા પછી મને સિગાર પીવાની ટેવ છે. તમને વાંધો ન હોય તો સિગાર પીઉં.'

'અમે કહ્યુંઃ 'ઓહોભાઇ! એમાં વળી છૂટ શાની? ખુશીથી પીઓ.'

મેઘાણીભાઇ સિગાર પીવા લાગ્યા. અમે અચંબામાં પડયા. છેલ્લાં બે વરસથી અમે સાથે રહેતા હતા, પણ મેઘાણીભાઇને કદી સિગાર-બીડી પીતા જોયેલા નહિ. ખ્યાલ પણ નહિ આવેલો. રાણપુર તો દિવસોના દિવસો રહેતા, છતાંયે ખ્યાલ ન આવ્યો. અમે પૂછ્યુંઃ 'બીજું તો કાંઇ નહિ ભાઇ, પણ આપ કહો છો કે જમ્યા પછી પીવાની ટેવ છે, પણ રાણપુર આ બે વરસમાં તો અમે આપને કદી પીતા જોયા નહિ. ત્યાં શું કરો છો?'

મેઘાણીભાઇ કહે: 'ત્યાં નથી પીતો.'

અમે પૂછ્યું : 'કેમ?'

કહે : 'ત્યાં તો આસપાસ કારીગર લોકો હોય. એમને માટે તો

બીડી આરામનું સાધન છે, છતાં આમન્યા રાખીને આપણી નજર સામે એ નથી પીતા, પછી આપણાથી એમની આમન્યા કેમ લોપાય ? આપણે ય એટલું જાળવવું જોઈએ ને ?'

મેઘાણીભાઈ બીડી–સિગાર પીતા, એના બંધાણી હતા, એ વાતથી તો કદાચ એમના નિકટના ઠીક ઠીક આપ્તજનો પણ નહિ જાણતા હોય. એ બધું એમની આવી બધી આમન્યાને કારણે.

બીડી–સિગાર કરતાં એમને હોકો વધારે ગમતો ને પાછળથી એમણે ઘેર જંજરી (નાનો હોકો) રાખેલી. ભાવનગરના માજી પો. સુપ્રિ. શ્રી. પોપટભાઈએ રૂપાના દોરા ગૂંથેલ સુંદર હોકો હમણાં જ એમને ભેટ મોકલેલો. પણ એનો ઉપયોગ મેઘાણીભાઈ ન કરી શક્યા.

* * *

ધીમે ધીમે મેઘાણીભાઈને થાક ચડતો જતો હતો. આરામ લેવા એ સહકુટુંબ આબૂ ગયા. પણ ત્યાં ગયા પછી એ આરામ શાના લઈ શકે ? આરામ એમના સ્વભાવમાં જ ન હતો. એમણે આબૂનું સંશોધન આદર્યું. દેવદહેરાં મૂકીને ડુંગરની ખીણો ટૂંકોના નામ ને ઇતિહાસ મેળવવા લાગ્યા. નાની–મોટી દેરીઓનો દંતકથાઓ મેળવવા લાગ્યા. આબૂ પર ત્રણ પાપાણી પાડા છે એનો ઇતિહાસ મેળવ્યો. જૈન દેરાસરના ચોકમાં રસિયા વાલમનું પૂતળું છે. લાખો જૈનો દેરાસરની મૂર્તિઓને વંદે છે, પણ આ પૂતળા સામે નજર પણ નથી કરતા. મેઘાણીભાઈએ તપાસ આદરી. દેરાસર વાળનાર બાઈએ રસિયા વાલમ વિષે વાત કરી: રસિયો વાલમ હતો જંગલી ભીલ. આબૂની રાજકુંવરી એની નજરે ચડી ને એના પ્રેમમાં પડયો. રાજકુંવરી પણ એના શ્યામ શરીરમાં લસલસતા યૌવન પર મુગ્ધ બની. બન્ને એક-મેક માટે ઝૂરવા લાગ્યાં, પણ રાજ્યમાતા હા ન પાડે. લોકોએ રાજ-માતાને સમજાવ્યાં. રાજમાતાએ અશક્ય માગણી મૂકી કે એક

રાતમાં આબૂની એકએક ટૂંકે રસ્તા કરી આપે તો કુંવરી આપું. ભીલને માતા મદદે આવ્યાં ને રસ્તા કંડારવા લાગ્યો. કંડારતો કંડારતો ઠેઠ રાજમહેલ પહોંચ્યો. રાજમાતાને ડર લાગ્યો કે ક્યાંક આ ભીલડો મારી કુંવરીને પરણી જાશે. એણે છળથી કૂકડા બોલાવ્યા ને પ્રભાત થઈ ગયું માની રસિયો વાલમ મહેલના ચોકમાં થીજી ગયો. ત્યાંજ પૂતળું બનીને ઊભો રહી ગયો. એની નજર સામા ગોખમાં પ્રતીક્ષા જોતી કુંવરી સામે તણાઇ રહી. આજે પણ રસિયો વાલમ ત્યાં એમ ને એમ ઊભો છે. લોકોએ રાજમાતાનું પણ પાસે પૂતળું ઊભું કર્યું છે. રસિયા વાલમને નાળિયેર ધરે છે ને રાજમાતાને પાણો મારે છે.

આ આખી કથા તો મેળવી, પણ એ કથા કહેનાર બાઇએ જે હાવભાવથી વાત કરી એ એમના મનમાં ચોટ કરી ગઈ. બાઇ પાસે બે ત્રણ વખત ફરી ફરી વાત કહેવરાવી. અમને આવીને કહે: 'બાઈ હતી તો ભંગડી, પણ શા બાઈના હાવભાવ ? શો બાઇનો લહેકો ? નહિ ઢોળ, નહિ દમામ. એવી મજાની વાત કરે.' એમને મન રસિયો વાલમ જ સંશોધનનો વિષય ન હતો, એવી વાતો કરનાર જૂનાં માણસ પણ સંશોધન–પ્રદેશનાં જ હતાં. દોઢ મહિનાને બદલે એક એક મહિને આબૂથી પાછા ફર્યા ત્યારે આરામને બદલે આબૂનું આવું આવું લોકડાએક લોકસાહિત્ય સાથે લેતા આવેલા.

* * *

એક વખત એમને કોઇ પરજિયો ચારણ મળવા આવ્યો. એમના કોઇ સગાની પાસેથી મેઘાણીભાઇને સંશોધનસામગ્રી મળેલી એ સંબંધે એ આવેલ. ચારણે વાતચીતો શરૂ કરી. મેઘાણીભાઇ હોંકારો દેતા જાય. વાતમાં કાંઇ માલ નહિ, છતાં યે મેઘાણીભાઇ હોંકારો દેતા જાય. કલાક, બે કલાક, ત્રણ કલાક ચાલ્યા ગયા. આડુંઅવળું કામ કરતા ગયા ને હોંકારો દેતા ગયા. છેવટ

થાક ને કંટાળો બગાસાં રૂપે વ્યક્ત થવા લાગ્યાં, છતાં યે હોંકારો દેતા ગયા. ચાર કલાક બાદ કાંઇક વાતમાં ચારણે એક દૂહો કહ્યો ને એ ચમકયા. ચારણ કહેતો હતો:

**કાંસું પીતળ ને નીચ નર,**
**વણ વગાડયાં ય વાજંત,**
**પણ, હેમ ન વાગે હે સખી!**
**વાગે તોય લાજંત.**

એટલે કે કાંસું, પિત્તળ ને નીચ નર વગાડયા વગર પણ ગાજ્યા કરતાં હોય છે, કારણ કે એ હલકી જાત છે. ઉચ્ચ જાત સ્વરૂપ હેમઃ સોનું પોતાની મેળે તો નથી વાગતું, પણ જો એને કોઇ વગાડે તોયે એની એને શરમ થાય છે ને બોદો અવાજ કરે છે.

મેઘાણીભાઈ એકદમ અંદર આવ્યા. કહે; 'ભાઇ! આ લખી લો, ચાર કલાકની વટક વળી ગઇ. આવો હેમ સરીખો દુહો કયાંથી મળત?'

એમણે સંશોધન કરેલા સાહિત્ય માટે એમને કેટલી ધીરજ રાખવી પડી હશે, એ આમાંથી કલ્પી શકાશે.

* * *

એવી જ રીતે એક ચારણ ડોસા એમને મળવા આવેલા. 'મારો બાપલિયો છે કે?' એટલો જ ટૌકો કરીને એ ડોસા બહારના બાંકડા પર બેસી ગયેલા. ૮૦-૯૦ વરસની ઉંમર. ખખળી ગયેલ શરીર. એથી યે વિશેષ કથળી ગયેલ કપડાં. તરત મેઘાણીભાઇ બુધવારનું યે કામ મૂકીને એમની પાસે ગયેલા. મેઘાણીભાઇ પાસે આવ્યા છે એ ઝાંઝામૂંઝી આંખે દેખી ડોસા રહીસહી શક્તિ એકઠી કરીને દુહો બોલ્યાઃ

**બે ત્રે વીસું બરડવાં, (માંય) સો બસો સાંધા,**
**માંહે પોલ માધા! (એમાં) સાસ કયાં રે' શામળા!**

શામળાના દૂહા કહેનાર એ પાલરવ ચારણ. મેઘાણીભાઇ એમની પાસે ઠીક ઠીક બેઠા, લાવીને પાંચ રૂપિયા દીધા, પાછા કામે વળગ્યા. ડોસા એમ ને એમ વગર બોલ્યે બે કલાક બેઠા રહ્યા. ત્રીજે કલાકે 'બાપલિયા! જાઉં છું.' કહેતા ચાલતા થયા.

એ ગયા પછી મેઘાણીભાઇ કહેઃ 'ડોસા બે-ત્રણ વરસે આમ મારી પાસે આંટો મારી જાય છે. નહિ એક વેણ વધારે બોલવું, નહિ લપનછપન. નજર નાખીને આંખમાંથી પાણી પાડે. પણ ભાઇ! ડોસા શું જીવનમાં દુઃખી થયા છે! વાત કરતા હોય ત્યારે આપણે રડી પડીએ. કહેવું પડે કે બાપા! હવે પછી વાત કરજો. કહે કે આ હાથે મેં ઘરનાં દોઢ વીસું ને માથે ત્રણ માણસ બાળ્યાં છે. પણ એ દુઃખને ઘોળીને એવા એ બેઠા છે...'

એ દુઃખ મેઘાણીભાઇ વ્યકત ન કરી શકયા. ડૂમો ભરાઈ આવ્યો.

* * *

ઓકસફર્ડ યુનિવર્સિટી તરફથી ડો. બાકે આપણાં લોકગીતો સંઘરી લેવા રેકર્ડીંગ મશીન લઇને નીકળેલા તે રાણપુર આવેલા. મેઘાણીભાઇએ એ માટે ચોટીલા પાસે પાજવાળીના નાથબાવાઓને બોલાવેલા. એ નાથબાવા રાવણહથ્થા પર 'રામજીને બનાયો પવન-ચરખો' એ ભજન ગાતા હતા. મેઘાણીભાઈએ એનો રાગ બેસાડવા માટે ફરીફરી ગવડાવ્યું, પણ નાથબાવાઓની ખટક ગળામાં બેસે નહિ. જેમ જેમ ગળામાં એ ખટક ઉતારવા જાય, તેમ તેમ એ ખટકની અશકયતા ને અલૌકિતતા વધારે સમજાતાં જાય. અમને કહે : 'અહોહોહો! ભાઈ! આ ખટક કાંઈ એમ ગળામાં બેસે. એમને તો આ પેઢીઓનો વારસો છે ને આપણે તો ચાલતી ગાડીએ ચડી બેસવા નીકળ્યા છીએ. બીજું તો કાંઈ નહિ, આ ઓકસફર્ડવાળાની

જેમ આપણે આમના સૂર સંઘરી ન શકીએ ? થોડાં વરસ જશે ને આ બધા ચાલ્યા જશે. પછી આ સૂર કયાંથી મળશે ?...'

આમ કહેતાં તો એમની આંખોમાંથી પાણી પડવા લાગ્યાં. આંખમાં આંસુ છુપાવવા એ ઊભા થઈ ગયા.

પેલા નાથબાવા કહેઃ 'બેસો બેસો, મારા બાપ ! હજી ગાઇએ. હમણાં આવડી જાશે. એમાં ખોટું કાં લગાડો ?'

મેઘાણીભાઇ એમના જવાબમાં વધારે આંસુ પાડતા પડખેના ઓરડામાં ચાલ્યા ગયા.

* * *

આજે જેમના નર્મદાના સંશોધનકાર્યની નોંધ લેવા દેશભરનાં દૈનિકો જગ્યા કરી આપે છે એ શ્રી અમૃત વસંત પંડયા ૧૯૩૯માં મેઘાણીભાઇને મળવા બોટાદ આવેલા. કેટલી યે સંસ્થાનાં બારણાં એમણે ખખડાવેલાં, પણ એમની રખડપાટના કામ માટે એમના પેટિયાજોગું પણ આપવાની કોઈ સંસ્થાએ તૈયારી નહિ બતાવેલી. મેઘાણીભાઈએ એમને પૂછેલું: 'ત્યારે હવે શું કરશો ?'

શ્રી. પંડયા કહેઃ 'પગ હજુ સાબૂત છે ત્યાંસુધી રખડયા કરીશ. પગમાં જોર ખૂટશે ત્યારની વાત ત્યારે.'

બીજે દિવસે મેઘાણીભાઇ અમને કહેઃ' અરરર, ભાઇ ! મને તો એ વાતનું દુઃખ થાય છે કે ગુજરાત ઘેર બેઠાં આવેલી ગંગાને ગુમાવે છે. રખડપાટમાં કેટલું જોર જોઇએ છે, એ કોને સમજાવવા જવું ? નાણું નાખ્યે બધું મળે છે, ટાંટિયા ભાંગનાર નથી મળતા. આવો રખડુ માણુસ તો લાખેય ન મળે. એને આપણા લોકો જાળવી નથી શકતા. જ્યારે એના પગ તૂટી ગયા હશે, ત્યારે એનું સંશોધન કરવા જરૂર તેઓ નીકળશે.'

એક વખત મેઘાણીભાઇ ગાલ્સવર્ધીના 'ફોર સાઇટ સાગા'ની છ ચોપડીઓ લાવેલા. કેટલા યે દિવસ એમની થેલીમાં એ ચોપડી એમ ને એમ પડી રહી એટલે અમે વાંચવા માગી. અમે વાંચી, બીજા બેત્રણ ભાઇઓએ વાંચી. ચોપડી પાછી આપી. પછી યે એમની થેલીમાં એ પુસ્તકો ફર્યા કરે. અમે એક દિવસ પૂછ્યું: 'કાં ભાઇ! સાગા તો તમારે મોઢે કરવું છે કે શું? બહુ વાંચ્યું કાંઈ?'

મેઘાણીભાઇ કહે, 'ના, ભાઇ. હજી વાંચી જ નથી શકયો. પહેલા પુસ્તકનાં પચાસેક પાનાં માંડ ઉથલાવ્યાં છે.'

અમે પૂછ્યું: 'પચાસ જ પાનાં? વખત તો ઘણો થયો.'

મેઘાણીભાઇ કહે: 'વખત તો ઘણો થયો, પણ મારાથી વંચાતું જ નથી. થોડાંક પાનાં વાચું છું ને મગજ ઝણઝણી ઊઠે છે. થાય કે આને આપણી ભાષામાં આમ ઉતારી શકાય ને આમ રજૂ કરી શકાય. એ કલ્પનાએ ચડી જાઉં છું ને વાંચવાનું અટકી જાય છે.'

છેવટ છ મહિના એ ચોપડી સાથે ફેરવીને વગર વાંચ્યે જ એમણે પાછી મોકલેલી.

જેમ આ ચોપડીનું થયેલું, એમ જ એમને મોટા લેખકના કોઇ પણ પુસ્તકનું થતું. એમણે કોઈ મોટા લેખકનું ખાસ સાહિત્ય વાંચેલું જ નહિ. વાંચે કે તરત સંવેદના ઝણઝણી ઊઠે અને લખવાને વિચારે ચડી જવાય. આવી ઝણઝણાટીમાંથી જ 'સત્યની શોધમાં,' 'અપરાધી,' 'બીડેલાં દ્વાર' કે એવાં બધાં રૂપાન્તરો લખાયાં છે.

* * *

મેઘાણીભાઇએ કોઇને પણ ઇર્ષ્યા થાય તેવી જબ્બર મીઠાશ મેળવી છે, એની પાછળ એમણે કેટલું સહન કર્યું છે એનો જનતાને ઓછો ખ્યાલ છે. પોતે ગમે તેટલા દુઃખી થાય, અંદરથી બળી જાય

તો યે કોઇને ખોટું ન લગાડવાની એમની ધીરજના પાયા પર એ મીઠાશે મહેલ બાંધ્યા છે.

અહીંથી એ બોટાદ જતા ત્યારે એક ટી. ટી. એમને મળેલા. મેઘાણીભાઈ સવારે બોટાદથી આવતા હોય ત્યારે એ સાથે હોય ને સાંજે પાછા વળે ત્યારે યે એ સાથે હોય. કલાક દોઢ કલાક સુધી મેઘાણીભાઈ પાસે બેસે ને પોતાની રેલ્વે સંબંધી તકલીફ ઠલવ્યા કરે. મહિનાઓ સુધી આ તકલીફ-ઠાલવણી ચાલી; એકની એક જ વાતમાં રોજના આવતાં જતાં બે-ત્રણ કલાક મગજ-ખોતરમો ચાલ્યા જ કરે. મેઘાણીભાઈ એનાથી છટકવા, અરે સંતાવા ઘણા પ્રયાસ કરે પણ ખાસ પેલો પ્લેટફોર્મ પર ઊભો ઊભો બરાબર ધ્યાન રાખે. ગાડી ચાલતી થાય ને મેઘાણીભાઇનો ડબ્બો પાસે આવે કે ચપ બારણું પકડે ને ચડી બેસે.

એક વખત અમે મેઘાણીભાઇને સ્ટેશને મૂકવા ગયેલા. મેઘાણીભાઇ આડી નજર નાખીને છુપાતા છુપાતા ને ડરતા ડરતા જગ્યા ગોતવા લાગ્યા. અમને કાંઇક અસ્વાભાવિક લાગ્યું. અમે કારણ પૂછ્યું. એમણે પેલા ટી. ટી.ની વાત કરી.

અમે કહ્યું: 'ત્યારે એમને કહી દો ને કે લપ મૂકે.'

મેઘાણીભાઇ કહે: 'ના, ના, ભાઇ! એ બિચારાને ક્યાંય દુઃખ ઠાલવવા ઠેકાણું નથી. મારી પાસે દુઃખ ઠાલવીને બિચારો હળવો થાય છે. ક્યાં એને દુઃખી કરવો?'

પોતે આટલા દુઃખી થાય, પેલાને 'ક્યાં દુઃખી કરવો'ની વાત!

અમે કહ્યું: 'તો અમે એને કહી દઇએ.'

એકદમ કહે: 'ના, ના, એવું કરશો નહિ. બાપડો હેરાન ઇ જશે.'

એ પછી યે મહિનાઓ સુધી એ ટી. ટી.ના હાથે થતી મેઘાણીભાઇની મગજ-ખોતરણી અમે જોઈ અને મેઘાણીભાઇને એના

દર્શનથી ફફડતા જોયા પણ એમણે કદી પેલાને દુઃખ ન મનાવ્યું, તે ન જ મનાવ્યું.

*　　*　　*

એમની આ સહનશક્તિ બીજાને ભ્રમમાં યે નાખવા સુધી કયારેક પહોંચી જતી. અલબત્ત, એનો દુઃખભાગ પોતાને જ ભાગે આવ્યો છે.

એક વખત એક બહેનને ત્યાં એ જમવા ગયેલા. બહેને તે દિવસે મેઘાણીભાઈ માટે હોંશથી કઢી કરેલી. મેઘાણીભાઇ કઢી ખાવા લાગ્યા ને પેલાં બહેને પૂછ્યું : 'કાં ભાઈ ! કઢી કેવી થઈ છે ?'

મેઘાણીભાઇ કહે : 'ઘણી સારી થઈ છે, બહેન.'

થોડીવારે બહેને ફરીથી પૂછ્યું : 'કાં, ભાઇ ! કઢી ભાવે છે ને ?'

મેઘાણીભાઇ કહે : 'કેમ ન ભાવે ? ઘણી...જ...સારી થઇ છે.' 'જ' ઉમેરાયો, શબ્દો લંબાયા ને 'સારી' શબ્દમાં મીઠાશ ઉમેરાઈ.

પણ પેલાં બહેને તો કઢી હોંશથી કરેલી. ત્રીજી વાર પૂછ્યું : 'ના ના ભાઈ ! સાચું કહેજો. કઢી કેવી થઇ છે ?'

મેઘાણીભાઇ કહે : 'બહેન !' કઢી તો દિવ્ય થઈ છે.' આમ કહીને કઢીનો વાટકો ઘટકાવી ગયા ને કઢીની 'દિવ્યતા'ની ખાતરી તરીકે વધારે કઢી આપવા વાટકો આગળ ધર્યો. પહેલાં બહેને આખો વાટકો ભરી દીધો ને મેઘાણીભાઇ એ પણ ઘટકાવી ગયા.

મેઘાણીભાઇને વળાવીને પછી પેલાં બહેન જમવા બેઠાં ત્યારે જ એમને ખબર પડી કે 'દિવ્ય' કઢીની અંદર હોંશમાં ને હોંશમાં મીઠું બે વખત નખાઇ ગયું છે.

*　　*　　*

૧૯૩૩માં ટાગોર મુંબઇ આવેલા. એ વખતે મેઘાણીભાઈને એમણે ગુજરાતનાં લોકગીતો ગાવા બોલાવેલા. અર્ધા કલાકનો સમય

ટાગોરે આપેલો, પણ બીજાં કામ મૂકીને દોઢ કલાક બેઠા રહેલા. છેવટ એમણે મેઘાણીભાઇને શાન્તિનિકિતન આવવા ઇજન આપ્યું.

એ વખતે તો મેઘાણીભાઈ શાન્તિનિકેતન ન જઇ શકયા, પણ, ઠેઠ ૧૯૪૧માં એ શાંતિનિકેતન ગયા ને ત્યાં આપણા લોકસાહિત્યનાં વ્યાખ્યાનો આપ્યાં, શાન્તિનિકેતનના વિદ્યાગુરુઓ ને પ્રાંતપ્રાંતનાં વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને એમણે ગાંડાં કર્યાં.

એ દિવસોમાં કવિવર માંદા પડી ગયેલા. નંદબાબુ અને મલ્લિકજીએ મેઘાણીભાઇને કહ્યું: 'ચાલો કવિવરને મળવા. માંદગીની અશક્તિને કારણે ઘણા થોડાને મળે છે, પણ તમને મળીને એ રાજી થશે.'

મેઘાણીભાઇ કહેઃ 'ના, ભાઈ! મારે એમની શક્તિ નથી બગાડવી. હું ન જાઉં તો એટલી એમની શક્તિ બચે ને કોઈક વધારે મહત્ત્વના કાર્યમાં એ ખપ લાગે. મળો ત્યારે એમને કહેજો કે મેઘાણી આપનું વચન પૂરું કરી ગયો છે.'

નંદબાબુ અને મલ્લિકજીએ ઘણો આગ્રહ કર્યો, પણ મેઘાણીભાઇ કહેઃ 'બહુ આગ્રહ હોય તો ચાલો એમની શ્યામલી (નિવાસસ્થાન)નાં પગથિયાં સુધી આંટો મારી આવીએ.'

પગથિયાંનાં દર્શન કરીને એ પાછા આવતા રહ્યા.

* * *

એમના સાંસારિક જીવનમાં જે દયાપાત્ર કરુણતા ભરી હતી, એને તો હવે એમની ચિતાની ઝાળ ઝંપ્યા પછી ન ઉખેળવામાં જ ઔચિત્ય છે.

એ અકથ્ય દુઃખવ્યથામાં ઉમેરો કરતા એમના કેટલાક મિત્રો ને સંબંધીઓ. પોતાનો સ્વાર્થ સાધવા તેઓ મેઘાણીભાઈની ઊર્મિલતાને કાગડાની જેમ ઠોલ્યા કરતા ને પ્રકૃતિને કારણે ઊર્મિલ સ્વભાવના મેઘાણીભાઇ પહેલી વાત કાને પડે એને સાચી માની લઇને મનમાં ગાંઠો બાંધ્યે જતા. આ ગાંઠો એમના ચિત્તંત્રને ભરડો

લીધે જતી અને ખુલ્લાસો કરીને હળવા થવાનો સ્વભાવ ન ધરાવનાર મેઘાણીભાઇને અહોનિશ દમ્યા કરતી ને નિકટના જીવનસંબંધોમાં કડવાશ ભર્યા કરતી. એ કડવાશની વ્યથા પણ અપાર હતી.

આવી બેવડી દુઃખવ્યથાએ રાફડાને કીડીઓ અંદરથી કોતરી નાખે એમ એમના કલેવરને કોતરી નાખ્યું હતું. ઉપર તો માત્ર નામનું પાતળું પડ જ રહ્યું હતું; જરાક ઠેલો લાગતાં ભાંગીને ભરભર ભૂકો થઈ જાય એવુ પાતળું પડ.

છેલ્લાં વરસોમાં અમુક અમુક મુદતે મુંબઈ આવે ને અમે એમને કહીએ: 'ભાઈ, મૂછોના વાળ તો હવે ધોળા થવા લાગ્યા. માથાના વાળ ધોળા થવા લાગ્યા. મોઢા પર કરચલીઓ પડવા લાગી.'

એ બધાનો તેઓ હસીને જવાબ દે. વાતને ઉડાવે.

છેલ્લા આવેલા ત્યારે તો મોઢા પર એટલી બધી અસર થઈ ગયેલી કે અમે ન રહી શકયા. અમે ગંભીરતાથી કહ્યું: 'આટલા બધા ધોળા વાળ? આટલી બધી કરચલીઓ?'

નિસાસો નાખીને એ કહે: 'હવે તો જાવાના થિયા છઇં ભાઇ! હવે કાંઇ ઓછું ખેંચ્યું છે? ભગવાન સમે હાથે મોત દીએ એટલે ગંગ નાયા.'

એમના જવાબની દયાર્દ્રતા જોઇને અમે વાતને બીજે વાળી. એમણે શરીરની તકલીફો વર્ણવી. અમે કહ્યું: 'પેટનું માલીશ કરાવો તો ઘણો ફેર પડી જાય.' આમ કહી માલીશના ફાયદા ગણાવ્યા. ખૂબ વિગતથી એ વિષે જાણીને એમણે પૂછયું: 'આ માલીશ આપણા પોતાના જ હાથથી થાય એવું ખરું? બીજાને તો કોને કહું?'

આ સવાલમાં જે દુઃખ ભર્યું છે એ સમજનારા જ સમજી શકશે.

આ વાત કરતાં કરતાં પાછા એ ' સમે હાથે પ્રભુ મોત દીએ! 'ના વાક્યે આવી ઊભા. વાતચીતમાં એ ઘણી વાર કહેતાઃ ' માણસોનો કીર્તિકાળ તપતો હોય ત્યારે જ મોત આવતું હોય તો કેવું સારું? નહિ તો પછી માણસે ઝાવાં મારવાં માંડે છે. માનવજીવ છે ને, એટલે આગલી કીર્તિને પહોંચવાની તેવડ ન હોય, તો યે હવાતિયાં મારે છે ને પછી ભારે ભૂંડો લાગે છે.'

ક્યારેક ક્યારેક એમના એક દરબાર મિત્રના જીવનને યાદ કરતા, પેલા પાલરવ ચારણને યાદ કરતા ને કહેતાઃ' કે અહોહોહો! ભાઈ! કેવાં કેવાં દુઃખ ઘોળીને એ જીવી રહ્યા છે. રંગ દેવો જોઈએ આવા માણસોને!'

કોઈ જુવાનને દુઃખને પડકારીને લહેરથી જીવતા જોઈને એ ઓછા ઓછા થઈ જતા. પણ રહી રહીને પેલી સામેરી નામની બાઈની કરુણ સાખીઓ એ ગાયા કરતાઃ

**સામેરી સાયર ઊમટયો,**
**મોતી રેળાણાં જાય—**
**પણ કરમહીણો ભરે મૂઠડી..,**
**એને શંખલાં હાથ ભરાય જી'...**

' કરમહીણાની વાત આવી છે ભાઈ! ' એમ કહીને એ ભફાક કરતો નિસાસો નાખતા ને ફરી પાછા લાકડીનો ટેકો લઈને માણસ ઊભો થાય તેમ ' સમે હાથે પ્રભુ મોત દીએ!' ની વાત કરીને ઊભા થતા.

ટાગોરના અવસાન વખતે તેઓ 'ફૂલછાબ'માં મૂકવા ટાગોરનાં ગીતોનો ગદ્યાનુવાદ કરતા હતા. એમાં મૃત્યુ વિષે ટાગોરે રચેલું ગીત એમના હાથમાં આવ્યું. જોગાનજોગ ટાગોરના એ મૃત્યુગીત પરથી ગગનેન્દ્રનાથ ટાગોરે કરેલું 'મૃત્યુદેવ'નું ચિત્ર અમે 'ટાગોર અંક'માં

મૂકવા એમની સામે મૂકયું. એ ગીત અને એ ચિત્ર સામે એ તાકી રહ્યા. કહે કે ભાઇઃ 'આ ગીતનો તો પદ્યાનુવાદ કરવો જોઈએ.'

પદ્યાનુવાદ કરવા બેઠા, પણ ડૂમો ભરાતાં ન કરી શકયા. વખત મેળવી લેવા અગ્રલેખ લખી નાખ્યો ને પાછા ગીતનો અનુવાદ કરવા બેઠા. અનુવાદ કરતા ગયા ને ડૂમો ભરાતો ગયો. ખોંખારા ખાતા ગયા ને હૈયાને હાકલતા રહ્યા. અનુવાદ તૈયાર થઈ ગયોઃ

'જોબનને માંડવડે તે દિન આવેલ તમે,
હોઠે મલકાટ અને હાથે બંસી;
મેલાવી કામકાજ, ભુલાવી લોકલાજ,
ફાગણ ખેલાવી રાજ ! પ્રીતિવંશી.

જાતા નવ ખાલી હાથ, લેતા જાજો સંગાથ,
મારૂં સર્વસ્વ નાથ ! ભરજો ઝોળી;
ભાંગ્યા મુજ ધામ માંહીં, આવો અબધૂત સાંઇ,
મહેમાની ગાઇ ગાઈ, બનું આજ ઘોળી.

અમારા હાથમાં એમણે આ ગીત મૂકયું, ને બોલ્યા : 'કવિવર તો કવિવર હતા, મૃત્યુના યે મોજીલા હતા. શું મોતને લડાવ્યું છે! આવું મોત આપણા નસીબમાં કેવું ? એવું મોત જો આપણને મળે તો તો બડભાગી બની જઇએ!' કહેતાં એમના શબ્દો થંભી ગયા. અવાજ તૂટયો. આંખમાંથી આંસુ સરી પડયાંઃ ટપ, ટપ, ટપ...મોઢું ફેરવી ગયા.

પ્રભુએ એમની વાંચ્છના જાણે પૂરી કરી. એમનો કીર્તિકાળ સુવર્ણમધ્યાહ્‌ને તપતો હતો ત્યારે જ મૃત્યુદેવે એમને તેડી લીધા; પ્રભુએ એમને સમે હાથે મોત દીધું; બડભાગી બની ગયા.

# પ્રતિનિધિ – સંભારણાં

## સુહૃદનાં સંભારણાં

### શ્રી. ભીમજીભાઇ સુશીલ

માન્યામાં જ નથી આવતું કે મેઘાણીભાઈને આપણી વચ્ચેથી ઉપાડી લેવામાં આવ્યા છે. અમદાવાદ કે બોટાદમાં નહિ હોય તો મહી નદીને કાંઠે કે નર્મદાના તીરે તીરે ક્યાંક અઠવાડિયું કે પખવાડિયું ભમતા હશે. હમણાં હમણાં એમણે શરૂ કરેલો નર્મદાનો પ્રવાસ કેટલા રસથી વાંચતો હતો ? એમના 'કાળચક્ર'ની વાર્તામાં, બોંબ બનાવતાં ઘવાયેલા યુવાનની કથા વાંચી કેટલો કળકળાટ અનુભવેલો ! આ પ્રવાસ અને આ અધૂરી કહાણીના લેખકને કોઈ અધવચ્ચેથી ઉપાડી લે એ વાત કેમ મનાય ?

સાહિત્યકાર કે શાયર તરીકેનાં એમનાં મૂલ્ય આંકવાનો મારો અધિકાર નથી. મેં તો મારો એક પરમ સુહૃદ ગુમાવ્યો છે એટલું કહીશ તો બસ થશે. હજી તો થોડા દિવસ ઉપર એમના વનપ્રવેશની દરખાસ્ત કોઈ ભાઈ લાવેલા—મને હાસ્યાસ્પદ લાગી. સાહિત્યના જુદા જુદા પ્રદેશો ખેડનાર આ મહારથીને એની ઉમરનું ઓઠાણુ આપવું, તેઓને વૃદ્ધ બનતા જાય છે એમ સૂચવવું એ શું મોળું ઓઠાણુ નથી ?

વર્ષોજૂના પરિચયને કાગળનાં એકબે પૃષ્ઠોમાં સમાવવાનું કામ અઘરું જ નહિ, અશક્ય છે. 'સૌરાષ્ટ્ર' વખતે સાથે રહેલા. 'ફૂલછાબ'માં મૈત્રિની ગાંઠ વધુ મજબૂત બની. હરસની વેદના ઉપડતી અને સારવાર માટે અહીં આવતા ત્યારે બળબળતી હરસની વેદના વચ્ચે પણ કેટલો વિનોદ કરતા એ યાદ આવે છે. એક વાર તો મેં એમને

કહ્યું, 'મેઘાણીભાઇ, તમને ઊંઘ નથી આવતી એવો જો મનમાં થોડો પણ વહેમ હોય તો કાઢી નાખજો. આજે બપોરે મેં તમને ઘસઘસાટ ઊંઘતા, નસ્કોરાં ખેંચતા સાંભળ્યા.'

'સાચે જ ભાઈ!' નવલકથામાં કોઇ રૂપક કલ્પતા હોય તેમ ઘડીક વિચાર કરીને એ કહી રહ્યાઃ 'આજે તો ગધેડો ધૂળમાં આળોટે તેમ ઊંઘમાં આળોટયો છું.' ગ્લાનિમય સંવેદન વખતે પણ એમણે હંમેશાં વિનોદનો આશ્રય લઇ દુઃખને ભૂલવા–ભુલાવવાનો પ્રયત્ન કર્યો છે.

મેઘાણીભાઈ જતાં મારી પૂન્યક્ષીણતા દેખાય છે. છેલ્લી વાર મળી લેવાના વાયદા કરવા છતાં વચ્ચે જ સંતપ્ત સહરાનું રણ આવી પડયું.



## બહેનનાં સંભારણાં

### શ્રી. જયાબહેન દાણી

વર્ષો પહેલાં મારા પતિ સાવ નિરક્ષર સ્થિતિમાં મને ભાવનગરમાં લાવ્યા. મારા પતિ દાણીજી અને મેઘાણીભાઇ વર્ષોજૂના મિત્રો. મેઘાણીભાઈની ઓળખાણ મારા પતિએ મને આપી. મને લોકગીતો અને લગ્નગીતોનો શોખ અને કંઠ. મેઘાણીભાઇએ એ જાણ્યું. અવારનવાર મને કહેઃ 'જયાબેન! તમે તે દિવસે લગ્નગીત કે લોકગીત ગાયું, એ બહુ સરસ હતું. એનો અર્થ અને રાગ તો સુંદર છે. મને બીજી વાર ગાઈ બતાવશો?' હું ગાઉં અને એ પોતે રાગ બેસાડે. દિવસો સુધી ગાવા–ગવડાવવાનું ચાલુ રહ્યું. મારી પાસે બેસે, ગવડાવે, પોતે ગાય અને લખી લે. આમ એમણે 'ચૂંદડી' અને 'રઢિયાળી રાત'ના સંગ્રહો તૈયાર કરવા માંડયા.

૧૯૨૫ માં શ્રી મુક્તાલક્ષ્મી મહિલા વિદ્યાલય સ્થપાયું. સંસ્થા

હજી તદ્દન પરાવલંબી દશામાં, સંખ્યા નહિ જેવી, અધ્યાપકો આંગળીને ટેરવે ગણી શકાય તેટલા અને પાસે પૈસો નહિ. બધાંની પાસે ભીખ માગતાં મેઘાણીભાઇ મળી ગયા. બહેનોની પાસે આવી વાર્તાઓ સંભળાવવા તથા એમની પાસેનાં લોકગીતો અને લગ્નગીતો ગાવાની અમે વિનતિ કરી. વિનતિ રાજીખુશીથી એમણે સ્વીકારી. શાળામાં આવવા લાગ્યા. દિવસો જવા માંડયા, તેમ તેમ બહેનોમાં નવી જ ભાત દેખાવા લાગી. સુપ્ત રહેલ સંસ્કારો જાગવા લાગ્યા.

મેઘાણીભાઇને પણ ભારે મજા આવવા લાગી. એમણે પણ નવાં નવાં ગીતો રચવા માંડયાં. નવું ગીત બને એટલે પ્રભાતે અમારે ત્યાં કફનીના ગજવામાં ગીતનું કાગળિયું નાખીને આવે. હું, મારા પતિ, બળવંતભાઇ, ભૂપતભાઇ અને બીજાં કુટુંબનાં માણસો એમની આસપાસ ઘેરો વળીને બેસીએ. મેઘાણીભાઈ એમનું ગીત ગાય અને સમજાવે. પછી એ નવું ગીત શાળામાં આવીને બહેનોની પાસે ગાય. આમ ‘વેણીનાં ફૂલ’ ‘કિલ્લોલ’ના સંગ્રહો તૈયાર થયા. અમારા જેવી અનેક બહેનોને એમાં એમણે જીવનભાથું આપ્યું છે એ કેમ ભૂલી શકાય ?

સ્વ. દાણીજી અને મેઘાણીભાઇ મિત્રો. સાથે ભણેલા, રહેલ અને ફરેલ. દાણીજી માંદા પડયા. મેઘાણીભાઇને સમાચાર મળ્યા કે દાણીજી માંદા છે. એમને ત્યાં લઇ ગયા. આઠેક દિવસ સુધી ખુબ મમત્વભરી સારવાર કરી, પણ કાંઇ ફેર ન પડયો, તેથી મુંબઈ લઇ જવાનું ઠરાવ્યું. અમે સેકન્ડકલાસમાં અને મેઘાણીભાઇ થર્ડકલાસમાં બેઠા અને મુંબઈ ઊપડયાં. રસ્તામાં દરેક સ્ટેશને ઊતરે અને અમારે ડબ્બે આવે. કહે : ‘દાણીભાઇ ! આ તમારા બોયને કંઇક તો કામ સોંપો. હું તમારી શી સેવા કરું ?’

મુંબઇમાં હોસ્પીટલમાં દાણીજીને દાખલ કરાવ્યા. ત્રણ માસ

સુધી રહ્યા પણ તબિયત બગડવા લાગી. દાણીજીની ઇચ્છાનુસાર મેઘાણીભાઇની હાજરીમાં ઓપરેશન કરાવ્યું. ડૉક્ટરોએ ખાનગીમાં સ્વ. દાણીના મિત્રોને કહેલું કે હવે દાણીજી વધુ કલાક નહિ રહે. આ વાત મને કોઇએ કહેવાની હિંમત ન કરી. મેઘાણીભાઇએ એ હિંમત કરી. આ પ્રસંગે મને એમણે જે હિંમત, જે શક્તિ આપી છે એનો બદલો હું કેમ વાળી શકું ?

એમના કુટુંબને આજે ભારે ખોટ પડી છે. પતિવિહોણાં એમનાં પત્ની અને પિતાવિહોણાં એમનાં બાળકોનો વિચાર કરી શકાતો નથી. એમની ખોટ તો અમારા જેવી અનેક બહેનોને પણ પડી છે.



## પ્રિન્સિપાલનાં સંભારણાં

### પ્રિ. ટી. કે. શહાણી

મેઘાણીના દુઃખદ અવસાનના સમાચાર સાંભળતાં જ જબ્બર આંચકો લાગ્યો. એમના અચાનક અને અકાળ અવસાનથી ગુજરાતી સાહિત્યે અને ગુજરાતી પત્રકારત્વે માત્ર એક અણમોલ રત્ન ગુમાવ્યું છે, એટલું જ નહિ; પરંતુ સમગ્ર ભારતવર્ષે એક નિઃસ્વાર્થ સેવક ગુમાવ્યો છે. કારણ કે મેઘાણી પ્રથમ અને અગ્રિમ એક હિંદી રાષ્ટ્રવાદી હતા. એમનું ગદ્ય અને પદ્ય મને પ્રશિયાના બે પ્રસિદ્ધ નરપુંગવો ફિશ્તે અને આંતની યાદ આપતું.

આંત કવિ અને ગાયક હતો. ફિશ્તે ફિલસૂફ અને શિક્ષણશાસ્ત્રી હતો. એ બન્નેએ પ્રશિયાને એના અતિ નિરાશામય દિવસોમાં રાષ્ટ્ર તરીકે ખડું કરવા પ્રયાસો કર્યા હતા. મેઘાણીનાં કાવ્યો અને એનું ગાન આંતથી જરા યે ઊતરતાં ન હતાં. હિંદના રાષ્ટ્રધર્મના અણથાક

ઉત્સાહને વ્યક્ત કરતાં, માભૂમિના મુક્તિદિન માટે વેદના વરસાવતાં, તેમ જ 'તારો હિંદી વારસો જગતના કોઇ પણ દેશથી ઊતરતો નથી' એવી અપીલ કરતાં પ્રતિ સપ્તાહે પ્રકટ થતાં 'ફૂલછાબ'નાં તંત્રીલેખનાં કોલમને જર્મન પ્રજાને ઉદ્દેશીને કરેલાં ફિશ્તેનાં પ્રવચનો સાથે બરાબર સરખાવી શકાય.

નીતિધર્મથી વંચિત નહિ એવા સાચા અર્થના રાજકારણના મેઘાણી ભકત હતા. ચા પીતાં પીતાં આ વિષય પર એમની સાથે મેં અનેક વાર વાર્તાલાપ કર્યા હતા. પરગણાનાં, પ્રાંતનાં કે રાષ્ટ્રનાં વહેણ સાથે સક્રિયપણે સંબંધ ધરાવતી એક જાહેર વ્યકિત અને સાહિત્યિક માણસ, પત્રકાર તેમ જ વકતા પાસેથી મારા જેવા વિદ્યાધિકારીને એ સાંભળીને આનંદ થતો કે માનવી માનવી પ્રત્યેના કે માનવીના સ્ત્રી પ્રત્યેના અંગત સંબંધોમાં જે નીતિધોરણો લાગુ પડે છે તે જ જાહેરજીવનને પણ લાગુ પડવાં જોઇએ.

એક નાનકડી વાત મને યાદ આવે છે. મેં એમને પૂછેલું: 'ચાણક્ય વાળા ચંદ્રગુપ્તના નાટકને તમે ગુજરાતીમાં ન ઉતારો ?' તરત જ એમણે જવાબ વાળેલો: 'એવી કૂટનીતિમાં મારું કામ નહિ.' શ્રી. મેઘાણી સંપૂર્ણપણે પ્રજાવાદી હતા અને ઊજળા ને ગણતરીબાજ શહેરી કરતાં ભલાભોળા ગામડિયાના એ વિશેષ હતા.

શ્રી. મેઘાણીમાં ઇશ્વરદત્ત પ્રતિભા હતી. સરસ્વતીનાં સર્વ પાસાંના એ લાડકવાયા હતા. દિલ હલાવનારી કાઠિયાવાડની લોકકથાઓ કહેતાં તેમ જ પોતાનાં સર્જનો સંભળાવતાં એમણે વિશાળ માનવમેદનીઓને ત્રીસ ત્રીસ વર્ષથી એમના અપ્રતિમ કંઠ અને અવાજ વડે મંત્રમુગ્ધ કરી રાખી હતી. મારી કોલેજના વિદ્યાર્થીઓને એમનો છૂટે હાથે લાભ મળતો.

એક વખત એમને એક વિચિત્ર પ્રકારની અંજલિ અર્પણ કર્યાનું મને યાદ આવે છે. એક વખત મેઘાણી ભારે ખીલ્યા હતા. મારા વિદ્યાર્થીઓ સાથે એમની રસલહાણ માણી લીધા બાદ હું કહ્યા વગર ન રહી શક્યો કે આર્યો ખાસ કરીને શબ્દના ઉપાસકો કહેવાય છે, તો મેઘાણી એના સંપૂર્ણપણે વારસદાર છે. મારા મનમાં એક દુષ્ટ વાંછના રમી રહી છે, એ પણ કહી દઉં. ગ્રીસનાં પ્રજાજનોએ એમના મહાકવિ હોમરના કંઠ અને ગાનનો કાયમ લાભ પોતાને જ મળ્યા કરે એ માટે એ મહાકવિને આંધળો કરી નાખ્યો હતો. એ રીતે જો આપણા હોમર–આ મેઘાણીને આંધળા કરી નાખવામાં આવે તો આપણને–ભાવનગરવાસીઓને એમનો લાભ કાયમ મળ્યા કરે. એના લાભથી કદી વંચિત ન થઈએ.

મેઘાણી શાંતિ પામ્યા છે. એક અથાક અને નિઃસ્વાર્થી કાર્યકર, સાહિત્યનો ઉપાસક અને માભારતીનો પૂજક ચાલ્યો ગયો છે. એ પ્રભુમય જીવન જીવતા હતા અને પ્રભુમાં મળી ગયા છે.



## પ્રજાસમૂહનાં સંભારણાં

### શ્રી. પ્રેમચંદ મ. શાહ

અમે મેઘાણીભાઈનાં સંસ્મરણો તો શું લખીએ? એ માટે અમે ઘણા નાના છીએ. પરંતુ મેઘાણીભાઈ વળાને તેમનું ખૂબ ઋણી બનાવી ગયા છે. હૈયાતીમાં તેમણે અમારી એ લાગણીને વ્યક્ત કરવાની તક ન આવવા દીધી. તેમને એ બહુ નહોતું ગમતું. અત્યારે જ્યારે તેઓ કોઈ જુદી જ દુનિયામાં ચાલ્યા ગયા છે, ત્યારે અમારી એ લાગણી વ્યક્ત કરી થોડો સંતોષ લેવા માગું છું.

૧૯૩૮નો વળાનો સત્યાગ્રહ અમને મેઘાણીભાઈની ઠીક ઠીક નજીક ખેંચી ગયો. વળાના પ્રશ્નોમાં તેમણે ખૂબ રસ લીધો. જેમ જેમ વળાની હકીકતો તેઓ સાંભળતા ગયા તેમ તેમ વળાનો પ્રશ્ન તેમનો બનવા લાગ્યો. સત્યાગ્રહની અમારી તૈયારીની વાતો સાંભળી સહેજ ખચકાયેલા. મર્હુમ વળા ઠાકોરસાહેબના જુલમો એ સૌની જાણતી વાત હતી. એટલે આ છોકરાઓ ઠાકોરસાહેબની સીતમ-ચક્કીમાં ભીંસાઈ જશે એ ચિંતાએ તેમની અમારા પ્રત્યેની મમતા વધી પડી. અમે વળાને ખૂણે એકલવાયા રખડી ન પડીએ એ ચિંતાએ કાઠિયાવાડના જુવાનોને એમણે હાકલ કરી.

તેમના જ શબ્દો આપું : 'સૌરષ્ટ્રના યુદ્ધપ્રેમી યુવાનો, વળામાં મંડાયેલ સત્યાગ્રહ—સંગ્રામ સંપૂર્ણ સત્યપરાયણ અને વિશુદ્ધ છે. પાંચથી વધુ માણસોના ખાનગી મિલનને પણ રાજદ્રોહના પંજામાં લેનારા કાળા કાયદા સામેનો આ પવિત્ર સંગ્રામ છે. વળાની વસ્તીના મોંમાં સાચે જ બે પંકિત શોભે છે:

**'પ્રભુજી પેખજો આ છે અમારૂં યુદ્ધ પે'લું,**
**બતાવો હોય જો કારણ અમારૂં લેશ મેલું.'**

બસ : સારા ય કાઠિયાવાડની મીટ વળા તરફ મંડાણી.

'પ્રતીતિ થઇ જશે' એવા આત્મવિશ્વાસ ભર્યા જોરદાર 'ફૂલછાબ'ના અગ્રલેખે રાજ્યને પડકાર કર્યો. મેઘાણીભાઇનો એ પડકાર આ રહ્યો: 'કયા સમયભક્તોએ ઠાકોરને એવાં ઊંદાં ભણાવ્યાં છે કે તા ૭ મીએ શરૂ થયેલો સત્યાગ્રહ તો જોરદાર હાથે કામ લેવાથી થોડા દિવસમાં જ ખતમ થઇ જવાનો છે? સત્તાની કઇ શરાબીએ આ બેભાન દશાના ભોગ બાપડા એંસી વર્ષના બુઢ્ઢાને બનાવ્યા છે?'

આ પડકારથી અધિકારીઓનાં દિલ હેઠાં બેસી ગયાં. ઠાકોર-

સાહેબને મૂંઝવણમાં મૂકી દીધા અને મેઘાણીભાઇના હાથે જ તૈયાર થયેલ 'બકરું કાઢતાં ઊંટ' પેઠું એ કાર્ટૂને અધિકારીઓની રહીસહી શકિતને થીજવી દીધી.

'ઊજળો અવસર વળાને આંગણે,
ઝુડજો લાઠિયું ને દેજો ગાલિયાં;
ઢીંકા પાટુ કેરો દેજો ધરાઇને માર રે,
વખતુભા દુલા...'

આપણા શાયરના આ રાસડાએ રાજ્યના વર્ષોના જુલમોથી ભે પામી ગયેલી પ્રજાના ફફડાટને ઉડાડી મૂકયો. આ રાસડો લોકોની જીભે ચડી ગયો અને વળાની પ્રજા અર્ધી લડત તે દિવસે જ જીતી ગઇ.

પછી તો વળા મેઘાણીભાઇનું બની ગયું. તેમની કલમે દિલ રેડવા માંડયું, ઉપરાછાપરી વળા સત્યાગ્રહના 'ફૂલછાબ'ના વધારા બહાર પડવા લાગ્યા. વળા વિજયવંતું બન્યું. રાજ્યને પડકાર દેનાર મેઘાણીભાઈએ 'સાવધાન વળાવાસીઓ !' એ શિર્ષક નીચે આપેલી શાણી સલાહ નીચે વળાએ વિજય મેળવ્યો, પચાવ્યો અને સાચવ્યો. વળા હંમેશનું મેઘાણીભાઇનું ઋણી બની ગયું. વળાની પ્રજા વતી એ આત્માને આજે અંજલિ આપું છું.



## હરિજનનાં સંભારણાં

### શ્રી. બીજલભાઇ કાળીદાસ પડાયા

હું કોઈ કવિ, લેખક કે વિદ્વાન નથી, કે સ્વર્ગસ્થને ભાષાનાં પારિતોષિક બિરદાવી શકું. છતાં મને મારી હૃદય-ભાવનાએ, તેમના જીવનમાંથી મેં જે કંઇ મેળવ્યું, તેનાં સંભારણાં લખવા પ્રેર્યો છે.

સ્વર્ગસ્થ શ્રી. મેઘાણીભાઇ એક સાચા હરિજનપ્રેમી હતા. તેની પ્રતીતિ તો મને જ્યારે તેમનું મકાન ચણાતું હતું ત્યારે થઇ. તે મકાનનો પાયો ગાળવાનું કામ બોટાદના હરિજનભાઇઓએ રાખેલું. દિવસમાં દસ બાર વખત તેઓ કામ જોવા આવતા, કયારેક તો વળી પોતે પણ હરિજનભાઇઓ સાથે ખોદાણકામ કરતા. હરિજન સમાજનું જીવનરહસ્ય સાદા અને સરળ પ્રશ્નો પૂછીને જાણવા મથતા.

એક દિવસ તેમણે એક હરિજનભાઇને પૂછ્યું કે ' હેં ભાઇ, તમે આટલું સખત કામ તો કરો છો તે જાણ્યું, પણ તમારો દૈનિક ખોરાક શું છે?' પેલા ભાઇએ કહ્યું કે, ' સાહેબ, અમને તો મગના રોટલા માંડ માંડ મળે છે.' મેઘાણીભાઇ કહેઃ 'મગના રોટલા ખાવાથી તમને પેટમાં કાંઇ દર્દ થાય ખરું?' હરિજન કહેઃ 'બાપુ, દર્દનું તો શું પૂછો છો, અમારાં આંતરડાં અવળાં થઇ જાય છે, પણ શું કરીએ?' મેઘાણીભાઇ આવો જવાબો સાંભળી અંતરની વ્યથાએ આંસુભીની આંખે, ગળગળા થઇને ફક્ત એટલું જ બોલેલા કે, ' હે પ્રભો! સવર્ણોએ ત્યજેલાંને, તેં પણ તજી દીધાં? જેથી કરીને એક સાચું જીવન જીવનાર શ્રમજીવીને મગના રોટલા ખાવા પડે છે?'

ઝાંઝરકાથી અમારા ધર્મગુરુ શ્રી. લાલદાસજી મહારાજ જ્યારે જ્યારે બોટાદ આવતા, ત્યારે ત્યારે સ્વ. શ્રી. મેઘાણી તેમને પોતાને ઘેર આમંત્રતા. સાથે હું તથા ચાર પાંચ હરિજનભાઇઓ પણ જતા. અમોને ચા–પાણી પાતાં પાતાં તેઓ હરિજન-સમાજના જીવનની કરુણતાનું, તેમનાં દુખદર્દોનું વર્ણન કરી રડી પડતા, તે હજી પણ મને સાંભરે છે અને મને જીવનભર સાંભરશે. મહારાજશ્રીની છેલ્લી મુલાકાત વખતે તો તેમણે, હરિજન સંતોનાં ભજનો, ચરિત્રો, વિ. સાહિત્ય એકઠું કરી રહ્યા છે, અને ઝાંઝરકા આવીને હરિજન સંત સવગણ દાદાનાં ભજનો, ચરિત્ર, વિ. લખવાની જિજ્ઞાસા બતાવેલી.

બોટાદ મ્યુ. ચૂંટણી વખતે મેં તેમને પૂછેલું કે, 'મેઘાણીભાઇ! આ ચૂંટણીમાં અમે એક હરિજન ઉમેદવાર ઊભો રાખીને, અમારો નાગરિક હક્ક અબાધિત રાખીએ તો આપ અમોને હાર્દિક સહકાર અને સાથ આપશો?' ત્યારે તેઓ અંતરની લાગણી સાથે બોલેલા કે, 'હું તો શું પણ મારું આખું કુટુમ્બ ગમે તે લાયક હરિજન ઉમેદવારને મત આપવા તૈયાર છીએ.' એમણે આપેલ ઉત્સાહથી અમોએ એક હરિજનભાઇને મ્યુ. ચૂંટણીમાં ઉમેદવારી કરાવેલી.

આવી રીતે તેઓ હરિજન સમાજને બધી રીતે સાથ આપતા હતા. એની ખોટ સૌની જેમ અમારા હરિજન સમાજને પણ પડી છે.



## અજાણ્યાનાં સંભારણાં

### લે : ગામડિયો

મેઘાણીભાઈના અવસાન-સમાચારોનું સૌથી પ્રથમ મથાળું જોયું કે આંખો ખીલા સમી જડ બની ગઇ. એક નાના ચોગઠામાં ગોઠવેલા સમાચારોને વાંચતાં અડધો કલાક વીતી ગયો. શોકાતુર અને બળતે દિલે છાપું નીચે મૂક્યું.

શ્રી મેઘાણીભાઈ 'ફૂલછાબ'ના તંત્રીપદે આવ્યા ત્યારથી 'ફૂલછાબ' મારું પ્રિય વાંચન બન્યું. ભાગ્યે જ કોઈ અંક જોયા વગર રહ્યો હોઇશ. 'ફૂલછાબ'નું પહેલા પાનાનું કાવ્ય, કાર્ટૂન અને અગ્રલેખ તથા બીજી કંઇક અવનવી સામગ્રી એવી તો નવીનતાભરી રીતે તેઓ મૂકતા કે જોયા વગર ચાલે જ નહિ. તેમાં યે કેટલીક વાર સામાજિક અન્યાયોના લેખો એવી સરસ રીતે ઝબકી ઊઠતા કે પથ્થર પણ રડવા લાગે.

'કંચનનોએ અને કમળાઓએ ક્યાં જવું?' આવા સરસ લેખોની યાદ આજે તાજી થાય છે અને મન રડે છે.

મેઘાણીભાઇ 'ફૂલછાબ'નો પ્રત્યેક અંક એવી રીતે શણગારતા કે તેમાંથી અભ્યાસીને અભ્યાસ કરવાનું મળી રહે. 'ફૂલછાબ' વાંચીને મને પત્રકારિત્વ શીખવાની તાલાવેલી લાગી હતી અને ત્યારથી 'ફૂલછાબ'નો અભ્યાસી થયો હતો. તેમાં આવતું: 'ખબરપત્રીઓ સાથે વાતચીત' અને 'કોલ બાને કિનારેથી' તથા વાર્તા ખૂબ મનનપૂર્વક વાંચતો. મારા જેવા ગામડાની નિશાળે ચાર ધોરણ ભણેલાને તો શું આવડતું હોય? પરંતુ મેઘાણીભાઇની કલમે જ મને ખરું ભણાવ્યો છે એમ કહું તો ચાલી શકે. અરે! અંગ્રેજી તો ઠીક પણ ગુજરાતી કાગળ લખતાં પણ આવડતો નહિ એવા વખતે 'ફૂલછાબ' દ્વારા મેઘાણીભાઇથી જ હું ભણવા પામ્યો છું એમ કહું તો વધારે નથી. આવા મારા શિક્ષક—ગુરુ ચાલ્યા ગયા.

મેઘાણીભાઇને હું મળેલ નથી કે કદી જોયેલ નથી. ઘણી વાર દિલમાં થતું કે, તેમને ક્યાંક—અરે, રાણપુર જઇને પણ મળું અને મારા શિક્ષક તરીકે હું ચાહું છું તેમ તેમને રૂબરૂ કહું. આવા વિચારો ઘણી વાર મનમાં ઘોળાયા કરતા.

ખરું કહીએ તો ગ્રામ્ય પ્રજા ચોપડીઓથી દૂર હોય છે. આ જ કારણે ગામડાંઓમાં પુસ્તકાલયો બહુ થોડાં હોય છે, અને હોય છે તો એનો વાંચકવર્ગ બહુ થોડો હોય છે. આ કારણે પુસ્તકાલયો બંધ પડી જાય છે. ગ્રામ્ય પ્રજાને ચોપડીઓની કિંમત પરવડી શકતી નથી અને ખરીદ કરવાના પૈસા પણ હોતા નથી. પુસ્તકો તો વાંચે છે માત્ર શ્રીમંતો. ગામડાંની પ્રજા છાપાંમાં રસ ધરાવે છે. બે આનાની કિંમતનું છાપું ખરીદ પણ કરે છે અને આજે છાપામાં શું શું

આવ્યું તેના ખબર પૂછે છે. એવા ક્ષેત્રમાંથી મેઘાણીભાઇ ખસી ગયા તે ગ્રામપ્રજાને જબરી ખોટ પડી છે. આ ખોટ પૂરી શકાય તેમ નથી.



# પ્રેસ-કારીગરોનાં સંભારણાં

## 'ફૂલછાબ'ના કારીગરો

'અરે ભાઇ! મેઘાણીભાઇને બધા અંજલિ આપે, બધાની અંજલિ છપાય, એમ અમારી અંજલિ અપાય એવું કાંઇક કરો ને? અમે એમના કારીગર, અમે એમની સાથે આટલાં વરસ કામ કર્યું, એમનાં લખાણને કંપોઝ કર્યાં ને અમે કંપોઝ કર્યું એ બધું છપાયું. આજે હવે અમારી જ અંજલિ ન આવે એ કાંઇ સારું લાગે?' પ્રેસના એક ઉત્સાહી ભાઇએ આવીને અમને કહ્યું.

અમે જવાબ આપ્યો: 'બહુ સારી વાત છે. તમારો ભાવ અમે જાણીએ જ છીએ. તો એમ કરો. તમે સૌ જેવું આવડે એવું કાંઇક લખી આપો. એમાંથી અમે તૈયાર કરી લેશું.'

'અરે ભાઈ! અમે ક્યાં એવા સાહિત્યકાર છીએ, પત્રકાર છીએ, તે અમને લખતાં આવડે. અમે તો રહ્યા મૂંગા જીવ. લખી આપો એ કંપોઝ કરી દઇએ. અમે શું લખી દઈએ? અમારા મનની વાત જાણીને તમે જ કાંઇ લખી આપો ને?' એમણે જવાબ દીધો.

અમે કહ્યું: 'તો તમે સૌ ભાઇઓ એમના વિષે કાંઇક વાત કરો. એના ઉપરથી કાંઇક લખીએ.'

'તો ચાલો અંદર.' કહીને એ આગળ થયા. અમે પ્રેસમાં ગયા. સૌ કામદાર ભાઈઓ કંપોઝ કરી રહ્યા હતા. તેડવા આવનાર ભાઇએ હાકલ મારી: 'એ ભાઇઓ! વાત સાંભળો. આપણે ય મેઘાણીભાઇને

અંજલિ આપવી છે. પણ આપણે એમની કાંઇ વાતો કરીએ તો એમાંથી તૈયાર થાય. કોઇને કાંઈ પ્રસંગ, વાત, યાદ હોય એ કહો.'

કારીગરોના કંપોઝ કરતા હાથ થંભી ગયા, થોડાક આગળ આવ્યા. કહે: 'અમને શું વાત યાદ હોય? અમે તો એટલું જાણીએ કે એમને અમારા ઉપર બહુ લાગણી હતી. અમારી હેરાનગતિનો બહુ ખ્યાલ રાખતા. પોતે મોટા હતા તો ય અમારી તકલીફો ધ્યાનમાં લેતા.'

'આ જુઓ ને! હું જ કહું.' કહેતા એક ભાઈ આગળ આવ્યાઃ 'પહેલાં તો મેઘાણીભાઈ પુસ્તકો જ લખતા. પણ એ પુસ્તકોનું કંપોઝ થતું હોય ત્યારે અહીં અંદર આવીને બેસે. પોતે જ પાનાં હાથમાં રાખીને અક્ષરેઅક્ષર સુધરાવતા જાય. લીટીઓ વધે ઘટે એનો એ જ વખતે વધારોઘટાડો કરતા જાય. પણ એથી સુધારવાની તકલીફનો પાર ન રહે. પણ અમારાથી એમને કેમ કહેવાય? છેવટે એક વાર અમે હળવેકથી કહ્યું કે 'ભાઇ! આ રીતે તો કારીગરોને બહુ મુશ્કેલી પડે.' સાંભળતાં કહે: 'એમ? તો કઇ રીતે તમને વધારે ફાવે?' અમે બધી વાત કરી. બસ. એ પછી કદી એ રીતે સુધારો કરાવવા ન બેઠા. અંદર આવે તો યે એક બાજુ બેસે.'

અમે પૂછ્યું: 'ક્યારે ય તમારા પર ખિજાય ખરા?'

'અરે ભાઇ! ખિજાય તો ખરા ને? અમે રહ્યા અબુધ માણસ. ભૂલ કર્યા જ કરીએ. ક્યારેક થાકેલા હોય કે વિચારમાં હોય તો એવા ખિજાય કે ન પૂછો વાત. આંખો લાલઘૂમ ને કડાકો બોલે. ખિજાઇને ચાલ્યા જાય. પણ થોડીવાર પછી પાછા આવે. હળવેથી પાછા સમજાવવા લાગે. મીઠાશથી કહે: 'મેં કહ્યું એથી માઠું તો નથી લાગ્યું ને? હું જરા વધારે પડતો ખિજાઇ ગયેલો.' અમે

કહીએ 'નારે ભાઈ! એમાં મારું શું લાગે? ભૂલ હોય તો તમે કહો જ ને?' એક કારીગરે જવાબ વાળ્યો.

'બાકી મેઘાણીભાઈ લખતા હોય ત્યારે મેટરની અમને ભારે નિરાંત. રાજકોટ સત્યાગ્રહ પહેલાં તંત્રીવિભાગમાં માણસ થોડા હતા. નવ નવ ફર્માનું કામ ચાલતું. સવારમાં આવે ને પૂછે: 'કેટલું મેટર જોઈએ?. અમે બે ફર્માનું પૂરું મેટર માગીએ. બસ, લખવા બેસી જાય. અમે કારીગર વધારતા જઈએ. એ એકલા ને કારીગર પંદર વીસ. બધા કારીગરને ય મેટરમાં પહોંચી વળે. વધારામાં ગેલીઓનાં પ્રૂફ સુધારતા જાય, પેજ પાડતા જાય, હેડીંગ આપતા જાય ને એ પણ સુધારતા જાય. વધારો કાઢવાનો હોય ત્યારે તો આથી યે દોઢું કામ હોય. એકલે હાથે ઊભાઊભા વધારો તૈયાર કરાવે. સવારે આઠથી કામ શરૂ થાય ને ૧૧ વાગ્યા પહેલાં તો બધું તૈયાર થઈને વધારો સ્ટેશને પહોંચી જાય. પણ એ બધું થાય એમની ઝડપને લીધે.' એક ભાઈએ વિગતથી કહ્યું.

એક બીજા ભાઈએ વાતને તદ્દન બાજુએ લીધી: 'એ આવે ને અમે બીડી પીતા હોઈએ એ ફેંકી દઈએ કે ખૂણામાં આઘા ભરાઈએ તો એ કહેઃ 'અરે ભાઈ! એમાં શરમાઓ છો શું કામ? તમે બીડી પીઓ છો તો અમે વળી સિગારેટ પીતા હશું. તમે થાક ઉતારવા પીતા હશો, તો અમે મોજ કરવા પીતા હશું. તમારી બીડીના પૈસા ગામના કારીગર પાસે રહેતા હશે તો અમારી સિગારેટના પૈસા પરદેશ જતા હશે. નિરાંતથી તમે બીડી પીઓ. બીડી પીવા માટે એક જુદી ઓરડી રાખો, કાં આપણા બગીચામાં જઈને પીઓ. હોટેલની ચા કરતાં બીજી સારી ચા પીઓ. કાં તો અહીં જ ચા કરાવો.' આવું તો ઘણું યે કહે.'

'તમને એમની ચોપડીઓમાં રસ ખરો ? કોઇ ચોપડીઓ વાંચી છે ખરી ?' અમે પૂછ્યું.

'ત્યારે નહિ ? એમની તો એકેએક ચોપડીઓ વાંચી છે. કંપોઝ કરતા હોઈએ ત્યારે યે વાંચવામાં મજા પડે. પછી યે વાંચીએ. મેઘાણીભાઇને ય આ વાતની ખબર હતી. અમને પૂછે પણ ખરા. ખાસ તો એ પૂછે કે એમાં તમને શું ન ગમ્યું ? અમે ભાંગીતૂટી ભાષામાં કહીએ ને સાચું લાગે તો બીજી આવૃત્તિ વખતે સુધારી પણ લે. અમે એક વાર કહેલું : 'અમે તમારી ચોપડીઓ કંપોઝ કરીએ. અમને આટલી બધી એ ગમે ને આટલી આટલી આવૃત્તિ થાય તો ય અમને એ ન મળે ને ?' મેઘાણીભાઈ કહે : 'એટલી બધી ગમે છે, એમ ?' અમે કહ્યું : 'હા જ તો.' તરત એમણે બધી ચોપડીઓ કઢાવી આપી ને ખાસ અમને 'ફૂલછાબના કામદાર ભાઇઓને ભેટ' કહીને આપી. કહે : 'આ બધી ચોપડીઓ તમારી પાસે જ રાખજો ને વંચાવજો.' હજી યે એ ચોપડીઓ આ રહી અમારી પાસે. અમારા પર ભાવ ત્યારે જ એ આપે ને ?'

'અરે ભાઇ, ભાવની તો શી વાત કરીએ ? અમારા માટે એ કેટ-કેટલી મહેનત કરતા એ ક્યાં નવી વાત છે ? અહીં આપણા પ્રેસને કામ મળે એટલે એમની બધા પ્રકાશક પાસે પહેલી શરત એ હતી કે ચોપડીઓ છપાય તો રાણપુર જ. અરે, ૪૨માં 'ફૂલછાબ' બંધ થયું ત્યારની એમની મહેનત ! કહે કે કોઇ પણ ભોગે પ્રેસ ચલાવવું જ છે. એ માટે પુસ્તિકા-શ્રેણી શરૂ કરાવી. એ માટે પોતે લખ્યા કરે. બીજેથી કામ લાવવા દોડા કરે ને એ વખત પાર કરાવી દીધો. એવો અંતરનો ભાવ અમારા ઉપર હતો.' એક ભાઇએ કહ્યું.

'એટલે જ મેઘાણીભાઈ અહીંથી છૂટા થયા ત્યારે અમને

ગમેલું નહિ. મોટા માણસોની વાતોમાં અમને શું ખબર પડે? અમારાથી બોલાય પણ કેમ? પણ મનમાં એમ થાય કે હે ભગવાન! મેઘાણીભાઇ ન છૂટા થાય ને રહે તો સારું. પણ એ ન રહ્યા.'

આ વાત આવતાં સૌ ઢીલા થયા. વાતો ઢીલી થવા માંડી. આગેવાન ભાઇએ વાત સમેટી લેતાં કહ્યું : 'લ્યો ભાઇ, આ અમારી વાતો ને આ ચીતો. અમારી પાસે એમની શી વાતો હોય તે કહીએ? આમાં તમે શું લખો? અમે તો એટલું કહીએ છીએ કે અમારી કાંઇક અંજલિ આપો. અને...કદાચ કાંઇ ન લખાય તો ય અમે જાણીએ છીએ કે અમારા અંતરની અંજલિ તો એમને જ્યાં હશે ત્યાં પહોંચી જ ગઇ હશે. કારણ કે એમને અમારા ઉપર ખરેખરી લાગણી હતી.'



# કાવ્યાંજલિ

## એટલાં રોયાં રાતે આંસુએ–

ઊભો ઉવાટે, જીભ કલમને જોખવા;
એને કાળાઉત કાંટે, તેં વસમાં તોળ્યાં વાણીઆ ! ૧

ઝવેર ભરીઆં જે, હીરાન માણેક હાટમાં;
એનો કાળાઉત કેને, વારસ કીધો વાણીઆ ? ૨

હાથ વખાણ્યાં હોય, કે વખાણું દિલ વાણીઆ;
કલમ વખાણું કોય, કે તારી જીભ વખાણું ઝવેરચંદ ! ૩

હૈયે ન જીભેં હોય, ભરતર એક જ ભાતનાં;
એવી જોડી સઘળે જોય, ક્યાંય કાગે ન દીઠો કાળાઉત ! ૪

હું ભમીઓ ભાયાણી, સાતે સાયર ઊતર્યો;
ક્યાંય મર્મી મેઘાણી, કાગે ન દીઠો કાળાઉત ! ૫

માંડી મેઘાણી ! હૈડે વાણીની હાટડી;
કદી કાળો કાળાણી, વેપાર ન કીધો વાણીઆ ! ૬

કીરતી તણી કોથળી, એમાં ન ઘટય આણી;
એવો કરીઓ કાળાણી, વાણીનો વેપાર વાણીઆ ! ૭

કોઈને કાળાણી ! દલાલાં દીધાં નઈ;
એવો માંડેલ મેઘાણી, તેં વાણીનો ધંધો વાણીઆ ! ૮

કંઠ કહેણી ને કાવ્યનાં, હતાં મુખ હસતાં;
આજ ઝવેરચંદ જાતાં, એણે કાળપ પકડી કાળાઉત ! ૯

શૂરાં છાપાં ને સાધવાં, પ્રણુ ચારણુ વાતાં;
એટલાં ઝવેરચંદ જાતાં, કકળી ઊઠયાં કાળાઉત ! ૧૦

છંદાં ગીતાં ને સોરઠા, સોરઠ સરવાણી;
એટલાં રોયાં રાતે આંસુએ, આજ મરતાં મેઘાણી. ૧૧

**કવિ દૂલા ભાયા કાગ**



## હાહાકાર હુવો–

**દોહો**

મરણું મેઘાણી તણું, સાંભળતાં શ્રવણે,
સારા સોરઠ દેશમાં, નીર આવ્યાં નયણે.

**છપ્પય**

મેઘાણી ગ્યો મરદ, વાણિયો વિશ્વ વજીતો,
મેઘાણી ગ્યો મરદ, સત્યવક્તા શોભીતો;
મેઘાણી ગ્યો મરદ, ચારણાંપ્રિય ગુણગ્રાહક,
મેઘાણી ગ્યો મરદ, કવિ લેખક અતિ લાયક.
ભારતી તણો સેવક સપૂત, ઓચિંતો અદ્રશ થિયો;
યશનામ શરીર કરી ગ્યો અચળ, વાહ મેઘાણી વાણિયો. ૧

જેનું નામ ઝવેરચંદ મેઘાણી જાહર,
વૈશ્ય છતાં મહાવીર નિરંકુશ વક્તા નાહર;
લોકપ્રિય આઝાદ લેખની ચિત આકર્ષક,
દેશ દાઝ બળ બુદ્ધિ કળાગુણ ગૌરવ દર્શક;

અદ્‌ભુત કવિ લેખક અજબ, સોરઠ ધર શોભા ગિયો;
શુભ નામ સફળ ફેરો કરી, વિયો ગિયો હા વાણિયો, ૨

દોહો

મેઘાણી મરતાં મરદ, ભારતીતણો ભૂવો;
ધર સોરઠ ગુજરાતમાં, હાહાકાર હુવો. ૧

કવિ શંકરદાન જેઠીભાઇ,
રાજકવિ, લીંબડી.



## મેઘો વરસે મોસમે—

દુહા

મેઘો વરસે મોસમે, એકલડાં પાણી;
વાણી ને પાણી, અણુથંભ્યો મેઘાણી. ૧

ગિરિઅર્બુદને આંગણે, ચંદ તણી વાણી;
ગરજાવ્યો ગિરનારને, ગરવો મેઘાણી. ૨

ગિર તણા બાળક તણી, ઝીલે તેં વાણી;
વાણીનો પ્રતિઘોષ તેં, કીધો મેઘાણી. ૩

ઓસરતાં’તાં ઓટમાં, વીરતણાં પાણી;
ભરતી આણી ઓટમાં, ચાંદા–મેઘાણી ૪

રતન રઝળતાં રેણુમાં, થાતાં ધુળધાણી;
રજ છાંટી પ્રકાશાવીઆં, ઝવેરી મેઘાણી. ૫

ભુંગાની ભીંતો કરી, ચિત્રે ચિત્રાણી;
તે પર કલશ ચઢાવીંઆ, શિલ્પી મેઘાણી. ૬

સાયર કઈ સૂતા હતા, રડતી'તી વાણી;
સુજાગ કીધા સાબદા, માંત્રિક મેઘાણી. ૭

સૂતી'તો સુત્રાણુમાં, રજનીની રાણી;
ઘર ઘર રસ રેલાવતી, તેં કીધી મેઘાણી. ૮

વજ્જર દિલનો વાણીઓ, વજ્જરશી વાણી;
સુનાં સમંધર પાળ પર, રોયો મેઘાણી. ૯

જનમી જગમાં કૈં મરે, તું જીવ્યો જાણી;
મરદાઈના પાઠ તેં, ભણાવ્યા મેઘાણી. ૧૦

કાલ પટાંતર ભેદીને, અમર કથા આણી;
અમર તરુવર ડાળીથી, મ્હોર્યો મેઘાણી. ૧૧

સુમન ગ્રહી ફૂલછાબમાં, કીધી તેં લ્હાણી;
ફોરે ફૂલ ફૂલછાબથી, સદાય મેઘાણી. ૧૨

નમુચ્છીઆ આ યુગમાં, તેં મુચ્છે વળ આણી;
પાણી રાખ્યાં મુચ્છનાં, તેં મુડ છ મેઘાણી. ૧૩

સાફાને સુરવાલની, ખૂબી તેં જાણી;
વતન તણા એ વેશને, માણ્યો મેઘાણી. ૧૪

નજરે નો'તો નીરખીઓ, પરોક્ષથી જાણી;
આજે દીઠો આંખથી, પ્રત્યક્ષ મેઘાણી. ૧૫

કવિ લાલજી નાનજી,
કચ્છ-નળિયા



# સંભરશે મેઘાણી

[છંદ નાગણી]

એક દિન એહવો ભારતે આવશે, ગાવશે ધરોધર વીર ગાણાં,
સૂર સંગ પૂરશે પ્રબળ સન્નારીઓ, વીર સંતાનથી વાય વાણાં;
પાંથુ પડકારથી અંગ પાણી ચડે, જલકશે ભુજામાં જોરવાણી,
હલકથી લડાવણુ લોકસાહિત્યને, માનજો સર્વને સંભરશે મેઘાણી.. ૧

કોઇ સંમેલનો કાઠિયાવાડમાં ભલે ગુર્જર ધરામાં ભરાશે,
મજાથી કૃપાથી સભામંડપ મંહી, ગુણી પ્રોફેસરો ગીત ગાશે;
તલસતા હશે જાણુભેદુ ઇ ટાણે, સોરઠ રસધાર રઈ મુરતી સમાણી
હલકથી લડાવણુ લોકસાહિત્યને, માનજો સર્વને સંભરશે મેઘાણી. ૨

સિંહ શૂરા તણા લખ્યાં સંભારણાં, વિદેશે સંતપરચા વંચાણા,
એક સૌરાષ્ટ્ર કજ થળોથળ આથડી, પંડ ભુમિ કજે ગજવેલ પાણા;
સુર પડછંદમાં શિખાવણુ સિંધુડો, બોલ મીઠા અને કલમ બાણી,
હલકથી લડાવણુ લોકસાહિત્યને, માનજો સર્વને સંભરશે મેઘાણી. ૩

ચંદ લેખક લખ્યો ઝવેર એ ચંદનો, એહ રંગ જમાવટ શબ્દ આશી,
વહાવણુ પોનસુ વાત વાતાવરણુ, હતાં અલંકાર કિરણો હુલ્લાસી;
કંપતી કલમથી કવિ કરણેશ કે,' નહિ અણુસાર જાશે નિશાણી,
હલકથી લડાવણુ લોકસાહિત્યને, માનજો સર્વને સંભરશે મેઘાણી. ૪

દોહા

લાડકવાયો જ્યું લખ્યો, મેઘાણી સતમન્ન,
સૂર વહાલો થઇ સ્વર્ગમાં લખજે દેવ લખન્ન.

કવિ કરણુદાન ગગુભાઇ,
ચાંપરાજપુર

# વગતું પાડી વાણિયા!

**સોરઠા**

વીર કથા ભંડાર, ભૂમાં જે ભાર્યા હતા;
ઉઘાડી અણુવાર, વગતું પાડી વાણિયા—૧

લખેલ પાળિયે લેખ, જન કો નો'તાં જાણતાં;
ઊજળી એની રેખ, વગતું પાડી વાણિયા—૨

વીરા ડાયરે રોજ, તુજ વાતું વખણાય છે;
કયાં જઈ કરીએ ખોજ, (અમને) વસમું લાગે વાણિયા–૩

સોરઠ સરખો દેશ, અણુઉકેલ્યો જે હતો;
ઉજળો કર્યો હમેશ, વગતું પાડી વાણિયા—૪

ગત સમયની વીર, ગાથા તેં સમજાવીને;
ખીલ્યું વીર ખમીર, વગતું પાડી વાણિયા—૫

અકળામણ અમ ઉર આવે તું અળગો થતાં;
જાતો રહ્યો જરૂર, (અમને) વસમું લાગે વાણિયા—૬

ભડ વાતું ભખનાર, તું દીપાવણ ડાયરો;
વીરકીર્તિ વણુ પાર, પાને પાને પાથરી—૭

વીરા સ્વર્ગે વાત, વીરો શું વગતે કરી;
વેલો વળજે તાત, અરિસિંહની પ્રભુયાચના—૮

**અરિસિંહ ના. વાળા : ચરખડી**



# દયાહીન કાં થયો ?

[ઝૂલણા]

ગુર્જરી માતના સાક્ષરી પુત્ર ઓ,
દયાહીન કાં થયો, કાં ન બોલે ?
કયાં ગયો હાય તું, દલિતને લાડિલો,
તુજ વિના રડતી સારાષ્ટ્ર ધરણી.—૧

પ્રેમનાં, શૌર્યનાં, એ પાન સાહસ તણાં,
ગુર્જરી યુવાનીને તેં જ પાયાં;
મુક્તિનાં, ત્યાગનાં, દેશની ભક્તિનાં,
તેં જ વીરા ખરે ગાન ગાયાં.—૨

રાષ્ટ્રની મુક્તિના જંગનો બૂંગિયો,
સંતની હાકલે તેં વગાડયો;
એ નાદના શ્રવણથી, ખળભળ્યું રાષ્ટ્રજોમ,
રાષ્ટ્રના પીડકો તેં ધ્રુજાવ્યા.—૩

તું ઘૂમ્યો દીનનાં ઝૂંપડે ઝૂંપડે,
દુઃખીનાં દીલડાં તેં જ ખોલ્યાં;
કલમ લઇ દીલના તાર ઝણુઝણાવીને,
દીન-દલિતો તણાં દર્દ ગાયાં.—૪

તેં જ સૌરાષ્ટ્રની સંપત્તિ-ભેટનાં,
કલમની શક્તિએ ચિત્ર દોર્યાં;
મોત સહ કુસ્તીનાં, પ્રેમનાં, શૌર્યનાં,
તેં જ વીરા ખરે બ્યાન આપ્યાં—૫

ગામડે ગામડું આજ આક્રંદ કરે,
નેસડે નેસડે હાય નિસાસા;
સીમમાં, ઝુંડમાં, ગામના ગોંદરે,
તારો એ કંઠ-રણકાર ગુંજે.

**અમૃતલાલ રા. ઋષિયાણા : મોરબી**



## ગુર્જર મૈયાનો વિલાપ

**( વાંઝિયા મેણાં—એ રાગ )**

ખેડી અણખેડી માતા ભોમકા વનવગડા પીંખનાર આલો ભારતમાત !
વાંઝિયાં મેણાં માતા દોયલાં.
ભણ્યાં અભણ ભોળાં બાળુડાં વાણીનો સીંચનાર આલો—ભારતમાત
કાલાં ને ઘેલાં મારાં બાળુડાં વાતડીએ વાળનાર આલો— „
મૂંગાં મરજીવાં મારાં બાળુડાં જીભલડી ગાળનાર આલો „
જડ રે હૈયામાં ચેતન પાંગરે હાકોટે વીંધનાર આલો „
ભૂલ્યાં વાટું ને છોરું ભાંભરે મારગડો ચીંધનાર આલો „
નિર્જીવ પીંજરને દમે ચેતના ઝપાટે ઝાડનાર આલો „
મડદાંને શૂરના સંગ્રામમાં પડકારા પાડનાર આલો „
બાળાં ઘરડેરાં ઘરને આંગણે ગીતો રણકારનાર આલો „
દેશપરદેશે મારી વેદના ગીતે ઝણકારનાર આલો „
વાંકાં ને વસમાં મારાં બાળુડાં ખાંતે ખખડાવનાર આલો „
મારગડો ભૂલ્યા મારા મોભીડા, ધીરે ધધડાવનાર આલો „
સાટે માગો તો માતા શીશ ધરું માગોને આયુ મોભી આલો „
મોભીડો આપો માતા માહ્યરો વાણીનો વારસ વા'લો આલો „

સાયર ઘેલુડો મારો બાલુડો સપુત્રા શણગાર આલો ,,
વેધુ વાણીનો વીરો વાણિયો મનખો મેઘાણીનો આલો ,,

**ત્રિકમભાઇ ડા. પટેલ : ભડીઆદ**



## કવિ સાંભરે રે...

**(હું તો ઢોલે રમું ને હરિ......એ રાગ)**

હું તો ગરબે રમું ને 'કવિ' સાંભરે રે
રૂડી 'રઢીઆળી રાત' વીતી જાય રે હું તો ગરબે રમું ને...

હું તો 'ટાઉનહોલ' દેખું ને 'કવિ' સાંભરે રે,
"સો સો ઝોળીનું" ગીત ત્યાં ગવાય રે, ,,

હું તો 'ભૂમિ' વાંચુને 'કવિ' સાંભરે રે
એની 'કલમ કિતાબ' લખી જાય રે ,,

હું તો 'ફૂલ'ને શોચું ને 'કવિ' સાંભરે રે
સુવાસે 'ફૂલછાબ' મહેકાય રે ,,

હું તો 'મુખડાં' દેખું ને 'કવિ' સાંભરે રે
'કવિ' 'દરપણ'માં નિર્દોષ દેખાય રે ,,

હું તો 'દીવા' દેખું ને 'કવિ' સાંભરે રે
'પારિષોતિક' 'માણસાઇ' જીતી જાય રે ,,

'હું તો 'ઊર્મિ" ગોતું ને 'કવિ' સાંભરે રે
'કાળચક્રે' મેઘાણી ઝડપાય રે ,,

**લોકગીતોના રસિયો**

# લાડીલા જાય !

[રાગ–દેશની છાયા]

લાડીલા જાય ! ત્હારા લાડીલા જાય !
રડી લે, ગજરાત ! ત્હારા લાડીલા જાય ! ત્હારા૦

આંસુની ધાર ઓર હજી યે વહાવ !
ઓર હજી યે વહાવ ! ત્હારા લાડીલા જાય !
કોણુ લૂછે આ ગાલ! હૈયે હુંફ કોણુ થાય ! ત્હારા૦

એકે વિરાટ આભ ઉઘાડયા આગળા,
બીજે ઘૂમ્યો'તો નેસનેસ ગીર કંદરા;
એની આંખડીએ જ્યોત ના સમાય !
દિવ્ય તેજે લહેરાય ! ત્હારા૦

અજવાળાં બ્રહ્મનાં એક અવની ઉતારી જાય,
ધરતીનાં ધાવણીઆં બીજો એ પાઈ જાય;
ઉજ્જવલ તુજ દુઃખ એ સોહાય !
માડી, એ લેતા વિદાય ! ત્હારા૦

રંગીલા રાસ રંગ એકે રસાવીઆ,
બીજાએ દુઃખદર્દ સિંધુડા સુણાવીઆ;
ખોળા એ ખાલી ત્હારા થાય !
દીવડા એ ત્હારા હોલાય ! ત્હારા૦

દરબારે દેવ કેરા બંનેની ખોટ પડી ?
તેજલ અંધોળ અમીધાર શું ન કોને જડી ?
લાડીલા એક એક જાય !
ન્હાનલ–ઝવેર એ હરાય ! ત્હારા૦

પચરંગી ચીર આજ છોડી દે માવડી !
સાળુડા શ્યામળીઆ ધાર !
ચાંદા–સૂરજ સમા બહાદુર બે બેટડાએ
લીધી છે વસમી વિદાય !
કૂંણાં કાળજ કપાય !
લૂછ્યાં આંસુ ન જાય ! હારા૦

**દેવશંકર ના. મહેતા : વીસનગર**



## ભાવભરી નમ્ર શ્રદ્ધાંજલિ

(ધરતીને —એ રાગ)

તેં તો મૃત્યુના બંસરીનાદ સુણ્યા,
ગાયાં ગીત પીડિતોનાં દર્દભર્યાં,
સ્મૃતિ લોકતણી થકી લુપ્ત થતાં—
ગોતી ગીતડાં તેં બધાં ભેગાં કર્યાં !
એવા લોકકવિ ! એવા રાષ્ટ્રકવિ !
અર્પું ભાવભરી નમ્ર શ્રદ્ધાંજલિ ! ૧

તારો દેહ સૌરાષ્ટ્રનો મોભ હતો,
તારું હૈયું વીણા હતી રાષ્ટ્ર તણી,
વલોપાત થતાં જરા રાષ્ટ્ર હદે—
ઊઠે તાર એના બધા રણુઝણી !
એવા લોકકવિ ! એવા રાષ્ટ્રકવિ !
અર્પું ભાવભરી નમ્ર શ્રદ્ધાંજલિ ! ૨

**કંચનપ્રસાદ કે. છાયા. ભુજ**



# મારગડા આવા તેં વીરા શેં લીધા?

[ ઓધવજી સંદેશો કહેજો શ્યામને...એ ઢબ ]

મારગડા આવા તેં વીરા શેં લીધા?
કોરી મારી કાળજડાની કોર જો,
આગમની વાટયું તેં વીરા કાં લીધી?
દીધો અમને છાનો છાનો છેહ જો...મારગડા....૧

રૂવે છે ધરતી ને રોતા ડુંગરા
ધરતીનાં જાયાની પૂછે ભાળ જો,
પાદરમાં રૂવે છે આંબી પાળિયા
ઝંખે હૈયું એની જોતું વાટ જો...મારગડા....૨

નીરખી દુઃખડાં હૈયું તો હીબકેભર્યું
વરસે તો યે નયણે અમૃતધાર જો,
ભોળુડાંને ભેટયો તું ખૂબ ભાવથી
હરખે ચાંપ્યાં હેતે ભરીને બાથ જો...મારગડા....૩

સુનો છે જનમહેરીલોનો માંડવો
શ્વાસે છે નિઃશ્વાસો ત્યાં સુનકાર જો,
ગીતોના ગુંજારવ અરધેથી શમ્યા
તૂટયો મારો તંબૂરાનો તાર જો...મારગડા....૪

રીબાતી ભીંસાતી એટમ બોમ્બથી
પાડી રહી છે માનવતા પોકાર જો;
છાંટે એને કોણુ અમીરસ-છાંટણાં
રહી ગૈ મારી મનની મનમાં આશ જો...મારગડા....૫

થંભીને સાંભળજે મારા વ્હાલમા
ગામતરાં તેં કીધાં કેણી મેર જો

શબ્દોના સોદાગર સોદા મૂલવી
તેં પેટાવી માનવતાની જ્યોત જો...મારગડા....૬

અખંડ બળતો રહેશે તારો દીવડો
રુદિયાનાં તેં પૂર્યાં છે રૂધિર જો,
સ્વપ્ન રહ્યું જે તારું માનવપ્રેમનું
મહેકંતી અમ હૈયે એ જ સુગંધ જો...મારગડા....૭

ઊડે છે અંતરીક્ષે ટમટમ આગિયા
વીરા તું તો અણુચળ તારક ધ્રુવ જો...મારગડા....૮

**જયંત તુરખિયા, મુંબઈ**



## કોણ ગાશે કવિરાજ

**(ઢાળ: માતા તારો બેટડો આવે)**

મેઘાણી મોતને ભેટયા રે ! શાયરના શ્વાસ રૂંધાયા રે....
ગામડે ઘેલાં ચારણો રોતાં, ગોંદરે રોતાં લોક,
શહેરમાં મૂંગાં માનવી રોતાં, રોતી સૌરાષ્ટની ભોમ—મેઘાણી ૧

મેર ગઢવી ને રાય રબારી, દુલા કાગના દોસ્ત,
ગાંધી બાપુના ઘેલડા શાયર ! કેમ મીંચાણાં લોચ—મેઘાણી ૨

બારવટીઆ તારે બારણે રોતા, અંતરિક્ષમાં ચોધાર,
વાલો નામોરી ને મેર સંઘવાણી, જત, જોગી ને ખુમાણુ—મેઘાણી ૩

કોણ ગાશે મારી ગરવી ગાથા, કોણ બિરદાવશે બાપ !
કોણ ગજાવશે ગિરની ધારા, આજ રોતી 'રસધાર'—મેઘાણી ૪

ઘરે ઘરે તારાં વાંચકો રોતાં, કૉલેજે રોતાં કુમાર,
સાહિત્યસદનની સુંદરી રોતી, રોતી ઊભી ગુજરાત—મેઘાણી ૫

'ખોળાનો ખુંદનાર દ્યોને રાનાદે' કોણ ગાશે કવિરાજ ?
'રક્ત ટપકતી ઝોળિયુંમાંથી' કોણ પાશે દર્દપાન—મેઘાણી ૬

ગાનારો આજ ગીઓ હાલી,
ખાલી 'ફૂલછાબ'ની થાળી;

દુલેરાય પંડ્યા : મોરબી



## મહાનુભાવ મેઘાણી

જગાડ્યું શૌર્ય સોરઠનું, રસે રસધાર રેલાવી,
ગજાવી મર્દ ગુણગાથા, મહાનુભાવ મેઘાણી. ૧

અમોલાં રાષ્ટ્રમુક્તિનાં, અજબ સ્વાતંત્ર્યગીતોથી,
બીરદ શાયર તણું લીધું, મહાનુભાવ મેઘાણી. ૨

હજારો ભાટ ચારણમાં, ગરીબ ગ્રામીણ હૈયાંમાં,
પ્રવેશી પ્રેરણા આપી, મહાનુભાવ મેઘાણી. ૩

મયુર કોકિલનાદોથી, જીવનસંગીત સુણાવ્યાં,
ધુણાવ્યા સ્તંભ પત્થરના, મહાનુભાવ મેઘાણી. ૪

ઘૂમી સાગરકિનારામાં, ભયાનક ગીર જંગલમાં,
ફ્ળ્યા કુંદરત ખજાનાને, મહાનુભાવ મેઘાણી. ૫

અછૂતો, ભાટ ને ભકતો, કવિઓ પત્રકારો સૌ,
સ્મરણ સ્નેહાંજલિ અરપે, મહાનુભાવ મેઘાણી. ૬

કુંવરજી જી. ભટ્ટ : ગુંદરણા

# સૌનો લાડકવાયો

(રકત ટપકતી-એ રાગ)

ગરવી ગુર્જર સોરઠ સુનો સૂનાં ગીત ગવાયાં,
સૂનાં ગાણું રહ્યાં અધૂરાં લોકગીત ધવાયાં,
આજે કવિઓનાં કેવાં રસમય ખેતર ભેલાણું—ગરવી ૧

ધરતી ધરતીનાં રસબિંદુ પાદરના પત્થરમાં,
ને સોરઠનાં ગામડીઆંમાં, વ્હેતાં ગીત ગગનમાં,
ઝીલ્યાં ને રોકયાં આજે ગાતાં ગૂર્જર શું થાકે?—ગરવી ૨

સોરઠની જયાં શૌર્યકથાઓ નરવીર કેરી હાકો,
કોમળ હૈયાં કંઠ મધુરો લલના ગાતી ગીતો,
એવાંહૈયાંની વાતો વ્હાલો મેઘાણી ગાતો—ગરવી ૩

જળ વહેતી સરિતાઓ કેરાં જળભરતી નારીનાં,
નયનોમાં જળ ભરતાં ભરતાં ગરીબ અશ્રુ વહેતાં,
સૌનાં તેં ગાણું ગાયાં કવિઓનાં વાણું વાયાં—ગરવી ૪

લોકગીતોનો તું લખનારો શૌર્યરસ ભરનારો,
સોરઠની ઝાંખી પાવળનાં સ્મરણુ કોતરનારો,
તું તો ગરીબોનો પ્યારો કવિઓનો લાડકવાયો—ગરવી ૫

તેજ ભરેલી જયોત બુઝાઇ તાર વીણાના તૂટયા,
ટહુકે ગાતા મોરલીઆના કંઠ વસંતે ખૂટયા,
મેઘાણી તેં રસ આણી ગુજર્રર ધરતી ભીંજાણી—ગરવી ૬

**શ્રી. વિનીત, અમદાવાદ**

# સોરઠી સંસ્કૃતિ કેરે હૈયેથી ક્રન્દના વહી !

સૌરાષ્ટ્રના મોહક ભૂતકાળનાં, અંતસ્તલે જઇ કંઇ વર્ષ ઢાંકયા,
ઢંઢોળીને ગૌરવ-રાષ્ટ્રવીરલા, કર્યાં સૂકામાં રસધારછાંટણાં !

ખૂંદી ખૂંદી દેશ તણા ખૂણેખૂણા, કો ગ્રામહૈયે લયલીન થાતી.
સૌરાષ્ટ્રના ગીત સમૃદ્ધિ-દીપમાં, સુચેતના નૂતન તૈલ સીંચ્યાં.

દૌર્બલ્ય ને દૈત્ય વિષે દળાયલી. અશ્રુ, ચીસો, હાય થકી વીંટાયલી,
સૃષ્ટિ તણી ચીતરી ભાવ-ઝંખના, કરી ખરી પીડિત યુગ-વંદના !

લખી ભરી વાસ્તવ સુખઝાલની, કથા, થયા કલાન્ત છતાં નહિ તમે,
ભદ્રા તણી પાછળ દોટ મૂકતે, ધર્યો નહિ અંતર અધ્વખેદને !

અંધાર ! અંધાર ! થકી ન અન્ય, પેખ્યું જ્યારે નેત્રએ થઈ નિરાશ,
આંજી ત્યારે જ્ઞાન-અંજન-શલાકા
અમને બતાવ્યા—
જ્વલંત દીવા ઉર માણસાઈના !

બતાવતો એ દીપ ગૂલ થઈ ગયો ! પ્રકાશસ્થાનો તણું મૂલ દઈ ગયો !
સોરઠી સંસ્કૃતિ કેરે હૈયેથી ક્રન્દના વહી !
પહાડના બાળની વાંસે ધરિત્રી યે રડી રહી !

'શશિન' ઓઝા

